

# કવિશ્રીના સહવાસમાં

શ્રી. ઉછરંગરાય ઓઝા

*

હું હજી કૉલેજમાં હતો. ' અમૃત–મણિ" નામના માસિકમાં મારો "પ્રજાજીવનમાં કલમ, કડછી અને બરછીની ઉપયોગિતા" એ નામનો નિબંધ છપાયો હતો. રાજકોટ સદરના પંચનાથના રસ્તા પર તે ઐતિહાસિક દેવાયતનથી થોડે દૂર સ્વ. શ્રી. અમૃતલાલ બક્ષીના મકાનમાં શ્રી.ન્હાનાલાલ કવિ રહેતા હતા. હું મારા પિતા સાથે તે મકાન પાસેથી નીકળ્યો. કવિએ અમને જોયા. અમને ઉદ્દેશી ગર્જના કરીઃ 'કેશવરામભાઇ આ અમૃત–મણિમાં ઝબકેલો નાગર કે ?– તમે ને મેં પહેરી હાથકડી એના હાથમાં ન નાંખતા !'

ત્રણ વર્ષ પછી હું કૉલેજમાંથી બહાર નીકળ્યો.

"ઉછરંગરાય !" કવિએ પરીક્ષામાં પાસ થવા માટે મને અભિનંદન આપતાં કહ્યુંઃ 'આદર્શ અનુશીલન જ સાચો અભ્યાસ છે. આદર્શની સાધના સુવ્યવસ્થાની ફલિનાર્થતા છે. તેની સિદ્ધિ આપણા પરિવારને માટે પંથ દર્શાવતી જીવતી જાગતી જ્યોતિ છે. હવે શું કરશો ! કોઈ પણ રાજ્ય જ પસંદ કરો. જો નોકરી કરવી હોય તો. સત્તાધાર હો કે અસરકારક કારકુની કરના હશો– તમે, ઉછરંગરાય, તમારા જીવનમાં તમારાંની જ સેવા કરતા રહી શકશો. એજન્સીની સરકારની નોકરી કરવા જશો તો આપણાંની સેવા તો ફક્ત આડકતરી, ન છૂટકે થશે. બાકી તો અંગ્રેજોની ને સામ્રાજ્યની જ સેવા તમે જિંદગીભર કરતા રહેશો. રજવાડાંમાં આપણે હાર્યા હાર્યા તોય હિન્દીઓ છિયે." એવી કવિશ્રીની શિખામણે મેં વાંકાનેરનું કેળવણીખાતું પસંદ કર્યું.

બળવંતરાય ઠાકોર પાસે સ્વતંત્ર એવી એક નિશાળનું સંચાલન માંગ્યું. લખતરનું કેળવણીખાતું તેની નીચે હતું, બળવંતરાય કેળવણીકાર, કાવ્યકાર, ભણકારકાર તરીકે તો આદર્શો પ્રેરતા–પૂરતા–પૂરા કરતા હશે ને ? 'હજી બહુ બાળક છો–સ્વતંત્ર સંચાલન માટે–અનુભવ લ્યો !' બળવંતરાયે કહ્યું. મેં અનુભવીઓ જોવા માંડ્યા હતા, આ અનુભવના નવા પૂજારીને જોઇ, સાંભળી મને હસવું આવ્યું. બળવંતરાયને મળ્યા પછી લગભગ બે ત્રણ કલાકે કવિ મળ્યા. મેં હસીને કહ્યુંઃ "અનુભવના દેવાયતનના પૂજારીને મળી આવ્યો." સ્પષ્ટતા થતાં જ કવિ ગર્જ્યાઃ 'આદર્શનાં તપ તપો–તેની રૂઢિ અને તાબેદારીના અનુભવોના ચોફાળ માથે મ ઓઢો. ગોટપોટ થઇ ન ગૂંગળાઓ. રાજકોટ આવવું છે ?'

*

૧૯૧૪–૧૮ નું યુદ્ધ શરૂ થઇ ચૂક્યું હતું. ગાંધીજી અને બીજા ઘણાની માફક એ યુદ્ધના પરિણામમાં હું પણ સ્વાતંત્ર્યસિદ્ધિ આદર્શસિદ્ધિ જોવા માંડ્યો હતો. મેં જિલ્લાના બહુકસમુદાય અને યુવકગણની કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશવા નિર્ણય કર્યો હતો.

હું જિલ્લાના કેળવણીખાતામાં ગયો. મને યુદ્ધના આદર્શોમાં અને જે રીતે ડિરેક્ટર થાય

જિલ્લાની કેળવણી ખીલવતો હતો તેમાં રસ પડવા માંડ્યો. યુદ્ધ આદર્શો વિષે મેં થોડાં વ્યાખ્યાનો યોજ્યાં. રાજકોટની વિદ્યાર્થીજનતા સમક્ષ મારા એક વ્યાખ્યાન પ્રસંગે કવિશ્રી પ્રમુખપદે હતા. વ્યાખ્યાનનો વિષય 'યુરોપનાં ઐતિહાસિક યુદ્ધો અને બ્રિટનની દરેક લડાઇમાં પરિણમતા વિજયનાં આદર્શગત અને આધ્યાત્મિક કારણો' એ હતો. આજે એ વિષયની ચર્ચા હું નહીં કરું, પરંતુ કવિએ કહ્યું: "હું વ્યાખ્યાનકારનાં અનુમાનો સાથે સંમત નથી; પણ ઇતિહાસ વાંચવાની તેની રીત તો તદ્દન સચોટ અને સાચી છે. હું પણ ઇતિહાસ એમજ વાંચું છું. અને આજે મને એમ થાય છે કે ઇતિહાસની આરસી સ્હામે રાખી તેમાં હિન્દનું ભાવિ વાંચતાં અમે બન્ને રખેને આજે સાચું ભાવિ ન વાંચતા હોઇએ!"

*

દરમ્યાનમાં પૂનામાં હું લો. મા. ટિલકના ચરણમાં બેઠો હતો. ૧૯૧૮-૧૯ અને ૨૦ના એપ્રિલ સુધીનો ઇતિહાસ રચાઇ ચૂક્યો હતો. સ્વ. લોકમાન્ય ટિળકની પ્રેરણાથી મેં સરકારની નોકરીથી પરાઙ્મુખ થવા નિર્ણય કર્યો હતો. એટલામાં સપ્ટેમ્બરની ચોથી તારીખે કલકત્તામાં ગાંધીજીએ હાકલ કરી. રાજીનામું દઇ હું રાજકોટ આવ્યો. કવિ આ વખતે રાજકોટમાં લાખાજીરાજની બાવળા મઢીમાં રહેતા હતા.

'હાથકડી તોડીને?' મને સ્વ. લક્ષ્મીદાસ રવજી તેરશી ઉપર પરિચય પત્ર આપતાં તેમણે કહ્યું: 'હું પણ તોડું છું. ગુજરાતની મુક્તિને માટે વિરાટ વિનયયજ્ઞ મંડાય છે. એ યજ્ઞની વરણિમાં વરશું. સ્વત્વના શિખરપર રાષ્ટ્ર વિરાજશે. આપણે આપણા સ્વત્વના શિખરેશિખર ખૂંદશું'

વધારે નહિ લખું. સંજોગોએ કવિને સ્વત્વનાં શિખરેશિખર એકલા અટૂલા ખૂંદાવ્યા.

*



# સ્મરણ-માધુરી

શ્રી. લલિત

*

કવિવર ન્હાનાલાલ દલપતરામના અનુગ્રહે હું કેટલે અંશે કેવોક કવિ નીવડયો તેની રિમતાક્ષરી 'લલિતનાં કાવ્યો'ના બન્ને ભાગની પ્રસ્તાવના પોતે જ સ્વહસ્તે આલેખેલી છે. તેમનો પ્રથમ પરિચય મને સને ૧૯૦૪માં ગોંડળમાં અને છેલ્લો સત્સમાગમ લાઠીમાં સને ૧૯૪૪માં થયો હતો. પ્રથમ ગોંડળમાં અમે મળ્યા ત્યારે મટુલીનું ગીત મેં તેમને ગાઇને ધર્યું હતું. છેલ્લા અમે મળ્યા ત્યારે નામદાર લાઠીના ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજીને તેમણે મારું ઘડપણ પાળવાની ભલામણ કરી હતી. તેમજ હવે લાઠીમાં રહું છું. તે દરમિયાન વારંવાર અમે, ગોંડળ, રાજકોટ, જુનાગઢ, અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, મુંબાઇ, પૂના, માથેરાન વગેરે સ્થળોએ મળતા અને હૃદયનાં અદિલનો પરસ્પર ધરતા. સને ૧૮૭૭માં માર્ચમાં તેમનો જન્મ થયેલો હતો તેમ તે જ વર્ષે મારો જન્મ થયો હતો. એમ અમે બન્ને જન્મે સમકાલીન હતા તેવા સ્વર્ગવાસે ન રહ્યા.

આજે તેઓ સ્વર્ગે વિજયવંત બની સંચરી ગયા ને હું હજી વ્યર્થ જીવું છું.

પણ એ મહાકવિ ક્યાં ને હું અલ્પ ક્યાં! એ મહાન રસાત્મા ચિરંજીવ છે ને હું તો લગીર જ છું ને ? છતાં લગીરની ખકુલના નાના ફૂલ સમી સ્વયંસુગંધી છે, તે એમના જ પ્રતાપે. "સ્વ. ગો. મા. ત્રિ"એ 'લીલાવતી જીવનકલા'માં, પંત્રાંતરે, તથા કેકારવમાં 'એક બાલક કવિને' નામના કાવ્યમાં કલાપીજીએ મારા પ્રતિ જે ગુણજ્ઞતા દર્શાવી છે તેમજ પ્રત્યક્ષ અને પરોક્ષ તેમણે મારા પ્રતિ દર્શાવી છે. એવા એ મહાનુભાવ હતા.

છતાં અમે લ્હડતા તેમજ લાડતા પણ હતાં. એમને મેં પણ ઘણી પ્રશસ્તિઓ ધરી હતી.

અમને બન્નેને સમાધાન તરફ એમનાં ધર્મપત્ની શ્રી. આણેકમા વાળનાં. એવાં તેઓ કવિશ્રીનાં ધાત્રી હતાં. તેમના મોટા સત્પુત્ર ડૉ. મનહર, સ:કુટુંબ વારંવાર લાડી પધારતા ત્યારે કવિશ્રીના પૌત્ર 'વસંત' વધામણાનું ગીત મેં ધર્યું હતું: તેમને કવિત્વનો તો વારસો હતો તેથી મંદવાડમાંથી કાવ્યસર્જન તેમને ઉગારી લેતું. છેલ્લા મંદવાડમાંથી પણ તેના છેલ્લા મહાકાવ્યે તેમને ઉગાર્યા, પરંતુ ઓપરેશનપરંપરાથી તેમનો દેહ અચાનક પડી ગયો. હૃદય બંધ પડ્યું ત્યારે પણ હરિૐનો જપ તેમનો ચાલુ રહેલો. એવા તેઓ પ્રભુના પ્રેમભક્ત હતા. ને પ્રભુ તેમના પરચા પૂરતા.

સાહિત્યનાં અંગો જેવી વિવિધ કલા તેઓ પૂરતા, છતાં ગુજરાતમાં, પણ પ્રેમભક્તિના કવિ પ્રકટે છે કારણ કે તેઓ ભગવાનના ભક્ત પ્રથમ નીવડે છે એટલું એવા કવિઓનું જીવન ચરિત્ર પારદર્શક હોય છે.

તેમના કવિત્વની કે કાવ્યત્વની મીમાંસા અપૂર્વ છે તેથી વિશેષ મહાકવિનું ભક્તત્વ દર્શનીય છે.

ગુર્જરીસંગીતકાવ્યોનો હું તો લગીર કવિ છું, છતાં મને તેમની ગેયતા વિશેષ પૂજ્ય છે. અગેય કાવ્યત્વને હજી હું ઝીલી શકતો નથી. કવિશ્રીની અગેયતા તેમની ડોલન શૈલીમાં હતી, છતાં તેમનું પણ અનુકરણ હું નથી કરી શક્યો. તેથી જ આજે સિત્તેર વર્ષે પણ ગેય કાવ્યો ગુંજું છું. રસકંઠ હજી મ્હારો આસ્વાદ છે તેથી મહાકવિનાં કાવ્યો હું તેમને ગાઈ સંભળાવતો ત્યારે પોતે ગાઈ ન શકતા છતાં, તેથી પણ રાજી થતા. છતાં, તેઓ પોતાનાં ગીત સરસ ઢાળે ઉતારતા.

ગુજરાત આજે પણ ગર્જનાપ્રિય ગુર્જરસુરાષ્ટ્ર છેઃ તેના સાગરસરિતા, ગિરિવન, સિંહ કોકિલા–મયૂર; આજે યે સુકાકંઠે ગર્જે છે તો પછી કાઠિયાવાડ–કચ્છ–ગુજરાતના ગુજરાતીઓ જ્યાં હોય ત્યાં સંગીત કેમ ન છેડે ? એમ મહાકવિએ ગુર્જરી સંગીતને પ્રબળ બનાવ્યું છેઃ પ્રભુની પ્રેમભક્તિને લીધે તે અમર છે. જૂનાગઢમાં અમે એકેક વાર મળેલા ત્યારે અમે બન્ને યે પોતપોતાનાં જૂના નવાં ગીત ગાઈ સંભળાવ્યાં હતાં. ત્યારે પણ અમારા રસકંઠ રણક્યા હતા.

મહાકવિ સ્વર્ગવાસી થતાં ગુજરાતને ખોટ તો પડી છે, પરંતુ તેમણે પરોક્ષ પ્રેરણા પાઈ છે ને આજના નવીન કવિઓએ ઝીલી પણ છે. તેથી ગુર્જરીની ગર્જના અમર ને અખંડ જ રહેશે.

તેઓ મહાકવિ હતા તેવા જ અનુભવી માનવી પણ હતા. તેમનાં કાવ્યો–ગીતોની–સાહિત્ય સુકૃતિઓની ખૂબીઓ સર્વકાલીન ગુર્જરીને ગર્જાવશે તેવી જ રીતે માનવતાની ખૂબીઓ પણ આપણને સતેજ ને સચેત રાખશે. તેમની ત્રુટિઓ ખરી પડશે ને વસંત મંજરીમાંથી કેરીનાં અમૃતફળ બૃહદ્ ગુજરાત સદૈવ આરોગશે.

कान्ये निरंकुशा कविः।

[૨]

અગ્નિહોત્રી ડાહ્યાભાઈની યજ્ઞશિખાને કાવ્ય-વેદિકાથી જાજ્વલ્યમાન રાખનાર કવિશ્વર દલપતરામનું સાચા અર્થમાં શ્રાદ્ધ સારનાર કવિકુલશિરોમણિ ન્હાનાભાઈનાં સંસ્મરણો તો અનંત છે. એકવાર મહાકવિ હૃદયરોગ, લો બ્લડપ્રેશર, ઉપરાંત આખા શરીરે સખત ભયંકર ખરજવાથી ઊભરાઈ રહ્યા હતા. મસાજ કરતાં કરતાં મેં કહ્યું: ' ન્હાનાભાઈ! દલપતકથા તો આપે લખી—ન્હાનલકથા કોણ લખશે?' ન્હાનાભાઈએ તરતજ કહ્યું: 'ભાઈ! દલપત તો ડુંગર હતો અને ન્હાનાલાલ તો કણ છે.' એ એમના હૃદયની છાની વાત. કાર્લાઈલનું વાક્ય મને યાદ આવ્યું, Greatness is always unconcious."

કુલપતિ ગાંધીજી અને કુલનાયક ઉપરાંત મારા ઉપર હૃદયપૂર્વકનો પ્રેમ કરનાર ' વલ્લભભાઈ 'ના સંબંધમાં શરૂશરૂમાં પ્રહાર થતા સાંભળી મને ભારે વેદના થતી પરંતુ સારંગી સમા મંજુલ, અનુકંપનશીલ કવિહૃદયમાંથી ઊઠતા બેસૂરા સ્વરનું બારીક નિરીક્ષણ કરતાં મને એ સ્વર અંતરમાંથી ઉઠતા જણાવાને બદલે બાહ્ય અસરોના ક્ષણિક પડઘા જ માત્ર જણાયા. વર્તમાન ગુજરાતની સમકાલીન બે મહાન વિભૂતિઓ—ન્હાનાભાઈ અને ગાંધીજીના મિલનની ભૂમિકા માટેનો ભગીરથ પ્રયાસ મેં શરૂ કર્યો.

આ ભોળાનાથ મહાકવિનું ભોળું અંતર પ્રેમનો યોગ્ય પડઘો મેળવી શક્યું નહોતું અને ધખધખી ઊઠયું હતું. એકવાર મેં હિંમતથી કહ્યું: 'ન્હાનાભાઈ! આ અંતર સંધાય તો સારું. ધારો કે મોહનદાસ ( પૂ. મહાત્માજી ) આપની પાસે ઝીણાને ઘેર ગયા તેમ કદાચ આવે, તો તમે તેમને ભેટો કે નહિ ?'

મહાકવિનું હૃદય ઊછળી પડયું, "ચોક્કસ! પણ એ મારે ત્યાં આવે ત્યારેને?" એ કેટલું દુઃખદ કે પ્રસંગ આવે એવી પરિસ્થિતિ જ ના ગોઠવાય—ગોઠવાય તે પહેલાં મહાકાળ વચ્ચે આવી ઊભો. એકવાર કહે "ભાઈ! મારી પુત્રી મરવા પડી ત્યારે બાપ પહેલાં બેઠીને મારનાર તું મુવો છે કોણ? કહી ભગવાનને પણ મેં ગાળ દીધી હતી. અને મારી પુત્રી એક વરસ વધારે જીવી હતી. બીજીવાર મારા નુકસાન સમયે પણ મેં તેને કહ્યું હતું કે, મારું ધન શું પાપનું ધન છે? તું મારું પરસેવાનું ધન પડાવી લેનાર કોણ? અને શ્રીહરિએ મને ચારગણું આપ્યું. ભગવાનને લાડ પણ કર્યાં છે અને ગાળ પણ દીધી છે, તો ગાંધી તો કોણ?"

પ્રેમથી વશ કર્યાં તો બાળકની જેમ વહાલથી તમારી છાતીએ વળગી રહેનાર અને એકાદવાર પણ તેમના તરફ અણગમતું વર્તન થઈ ગયું તો બાળકની જેમ રિસાઈને છણુછણાટ કરનાર આ આશુતોષ મહાકવિનું હૃદય કુસુમથી પણ વધુ કોમળ લાગતાર તો કોકવાર વજ્રથી પણ કઠોર થઈ જતું. કોકવાર ગભરાઈ જવાતું કે આ તો બાળહઠ કે યોગીહઠ? સ્વભાવે બાળક જેવા આ યોગરથ મહાકવિ સર્વ સહકારી, અસહકારી, હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યહુદી, સૌમાં મિત્રો, પ્રશંસકો વિદ્યાર્થીઓ અંતેવાસીઓ હજારોની સંખ્યામાં ધરાવતા હતા. અને સૌના સમારંભ તન મન ધનના ભોગે લેતા હતા. મારા પૂ. પિતાજીના અવસાન સમયે મને કહે કે, " વિષ્ણુ ! તને શોક તો તારા શેઠ ઉતરાવશેને?" મેં કહ્યું: " જૂના જમાનાના શેઠિયા તો ન્હાનાભાઈ, મરી પરવાર્યા." મહાકવિએ પૂ. માણેકબાને મારા પિતાજીના તેરમાને દિવસે લાલચટક પાઘડી લઈ મારા ઘેર...ઘર શોધતાં મોકલ્યાં ને મારો શોક ઉતરાવ્યો.

ભગવાન પરશુરામ અને ભૃગુનો ક્રોધ, મહાકવિ ફીરદોસીની ખુમારી, દેવાનંદનો ટંકારવ, સહજાનંદનો, નીતિધર્મ, હેમચંદ્રાચાર્યની ગુજરાતપ્રીતિ, અશોક ને અકબરશાહનાં દિલ

અને જહાંગીર—નૂરજહાનના દાંપત્યપ્રેમ, મીરાં, નરસિંહ ને દયારામની ભક્તિની ઝલકના ઢાળો—લાંટ, આનંતને સૌરાષ્ટ્રના અગસ્ત્ય મહાકવિ ન્હાનાલાલના સ્વભાવમાં રાસ રમતાં હતાં. કોક કહેતા, કવિદેહે વિરાટ છતાં મનોદેહે ન્હાનાલાલ વામન છે.' પરંતુ યોગેશ્વર શ્રી. અરવિન્દની નીચેની પંક્તિઓ એ પ્રકૃતિવૈમનસ્યનો આબેહુબ ખ્યાલ આપે છે.

" He who would bring the heavens here.
Must descend himself into clay.
And the burden of earthly nature bear,
And tread the dolorous way"

— વિષ્ણુભાઈ મ. ભટ્ટ.

[૩]

ગુજરાત મહાકવિનો મણિ-મહોત્સવ ઊજવતું હતું ત્યારે સ્વાધ્યાય મંડળના આશ્રયે નવસારીએ એ મહોત્સવ ઊજવી તાંબા-પતરા પર મહાકવિને સન્માનપત્ર આપેલું. કવિશ્રી અને શ્રી માણેકબહેન ત્યારે નવસારી આવેલાં. એ વખતના બે એક પ્રસંગો મને ખાસ યાદ રહી ગયા છે.

તે દિવસનો એમનો વાર્તાલાપ સાંભળીને મને તો એમ થયું કે, ગુજરાતની ધરતીનો કોઈપણ ખૂણો આ આર્ષદૃષ્ટિસંપન્ન મનીષિને અપરિચિત નથી.

સ્વાધ્યાય મંડળના આશ્રયે ત્યારે મેં કવિશ્રીની હાજરીમાં 'તારંગા' વિષે નિબંધ વાંચ્યો અને કવિએ તારંગાનો મહિમા સંભળાવ્યો. મારા નિબંધમાંના ઈડરના વેણીવત્સરાજના સમયથી માંડી શિવના ત્રિશૂલ સમી તારંગાની ટટાર ટેકરીઓની વનવિથિઓ એ વિકટ ભાગોના ભમરાળ ચઢાણો પરથી મીરખાં બહારવટીઆના અવરજવરના પ્રસંગો, ગુજરાત અને મેવાડને સાંધતાં "" પોળ "ના પ્રદેશમાં થતા સિંહો સુદ્ધાંની વાત ત્યારે કવિશ્રીએ કરી.

નવસારીનો બીજો પ્રસંગ તે મહાકવિ પ્રેમાનંદના ઉતારાના દર્શનનો. મહાકવિ પ્રેમાનંદ નંદરબાર જતાં માર્ગમાં નવસારીમાં મોતીરામ મહેતાજીની હવેલીએ થોડા દિવસ વિસામો કરતા. મહા ગુજરાતના મહાકવિશ્રી નાનાલાલને આ સ્થળ જોવું હતું. 'એમને તો જે ધરતી સૈકાઓ પહેલાં અડગ પ્રતિજ્ઞાધારી મહાકવિના ચરણુથી ધન્ય થઈ હતી એ સ્થળનાં દર્શન કરવાં હતાં; અને એમને ચટપટી લાગી હતી; એટલે સવારની બીજી મુલાકાતો (કોઈને લાગે કે કવિ ઔપચારિક રીતે જ આટોપે છે) આટોપી મોતીરામ મહેતાજીની જૂની હવેલીએ આવી વિરાજ્યા. એ સમયની કવિના મુખની પ્રસન્નતા કોઈ અનેરી જ હતી. કુતુહલપ્રિય બાળકને તેની ઇચ્છિત વસ્તુ મળી જતાં જેવો આનંદ થાય એવો આનંદ કવિને થતો જણાયો. તે વખતે તેમણે મહાકવિ પ્રેમાનંદનાં ગુણગાન કરતાં એક દર્દભર્યું વાક્ય ઉચ્ચાર્યું: " પણ મણિભાઈ, ગુજરાતમાં ઘેર ઘેર ગવાતો મહાકવિ ક્યારે પાકશે ? " અને ત્યારે એમણે મહાભારત અને શ્રીમદ્ ભાગવતના પ્રસંગને લઈ મહાકાવ્ય લખવાની પોતાની ઇચ્છા જણાવેલી. એ બીનાને આજે દસ વરસ વીતી ગયાં.

ત્રીજો પ્રસંગ રાતના વાળુ વખતનો છે. ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી. રમણલાલ વ. દેસાઈને સંબોધી તેમણે કહ્યું: " રમણલાલભાઈ, આપણે બધા કવિઓ ખરા, પણ શહેનશાહ અકબરના દરબારમાં એક કવિ આવ્યો. પોતાના પ્રદેશની પ્રજા દુકાળમાં સપડાઈ હતી એનું ગાન એણે કવિતામાં કર્યું અને શહેનશાહના હૃદયને હલાવી મૂક્યું. દેશનું મહેસૂલ એક જ ગાને માફ થયું."

આ પ્રસંગોમાંથી કવિના દિલનો પરિચય મળે છે અને એથી તે અહીં ટાંકવા પ્રેરાયો છું. મહાકવિ ન્હાનાલાલના અવસાન સાથે ગુજરાતના એક પ્રાસાદિક કવિની વાણી અલોપ

થઈ છે; એનું સ્મરણ થતાં બીજી પણ એક વાત યાદ આવે છે અને તે એ કે, ગુજરાતની ધરતીએ જગત સાહિત્યમાં પ્રાચીન કાળમાં જેમ પોતાનું દાન આપ્યું છે તેમ મધ્યયુગ કે ચાલુ સદીઓમાં પણ ગુજરાત ચિન્તનશીલ વિભૂતિઓ સિવાયનું નથી રહ્યું. અને એમાં પાટનગરોએ મહાકવિઓ સરજ્યા છે.

લાટના પાટનગરોથી સોઢલ, શ્રી. ભિન્નમાલના માઘ, અને બ્રહ્મગુપ્ત, પાટણના કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, શ્રીપાલ વગેરે, મરાઠાઓની ગુજરાતની સત્તા સમયે વડોદરામાં પ્રેમાનંદ અને હાલના મહાગુજરાતના પાટનગર અમદાવાદમાં મહાકવિ ન્હાનાલાલઃ આમ ગુજરાતનાં પાટનગરોની એક વિશેષતા જણાય છે. એ જ રીતે બીજી પણ એક વિશેષતા મને લાગે છે અને તે એ કે, કલમને ખોળે માથું મૂકી ભગવતી સરસ્વતીની ભક્તિભરી ઉપાસના ત્રણ સદીના ગાળામાં ત્રણ ત્રણ મહાકવિઓ કરવાની પ્રતિજ્ઞા લે એવા દાખલા મળવા પણ મુશ્કેલ છે.' પ્રાસાદિક વાણી, અડગ ટેક, પ્રેમભક્તિની અંજલિ એ બધું ત્રણ સૈકામાં ગુજરાતે જોયું, જાણ્યું, અને માણ્યું છે. મહાકવિ પ્રેમાનંદ, નર્મદ અને ન્હાનાલાલની શારદાસ્તુતિઓ ગુજરાતી ભાષા ધરતી પર હશે ત્યાં સુધી રહેવાની અને યશ પામવાની. સદેહે આજે કવિ આપણી પાસે નથી, અક્ષરદેહે મહાકવિની હિમમાળની ટેકરીઓમાં ફૂટતી ઝાકળી ઝરણા જેવી નિર્મળ વાણી સદાએ ઉન્નતિ પ્રેરણા આપતી રહેશે.

— મણિભાઈ દ્વિવેદી.

[૪]

**અ**મદાવાદે કલ્પેલું પણ નહિ એવું મનોરમ કલાપ્રદર્શન કવિશ્રીએ યોજ્યું. ગુજરાતભરમાંથી નમૂનાઓના ચોકેચોક ખડકાયા, વ્યવસ્થિત ગોઠવાયા; નડિયાદના કવિચિત્રકાર ફૂલચંદ ઝવેરદાસ શાહના 'ગાંધીજીના અક્ષરદેહે' સારી યે જનતાનું ધ્યાન ખેંચ્યું. 'નવજીવન'ના ગાંધીજીના લેખો લખીને જ ગાંધીજીની આબેહૂબ ઉપજાવી કાઢેલી. એ પ્રતિકૃતિ હજી યે નડિયાદમાં એમનાં દીવાનખાનામાં મોજુદ છે. અર્વાચીન યુગના એકકે ય ચિત્રકારે એવો અખતરો કર્યાનું જાણવામાં નથી. એ જ પ્રદર્શનમાં ભાઈ મનુભાઈ જોધાણીએ કાઠિયાવાડી બનાવટની માટીની બદામ, ઇલાયચી, ખારેક વગેરે મોકલેલાં તે એવાં તો આબેહૂબ હતાં કે ન્હાનાભાઈએ એક મોંમાં મૂકી દીધેલી. એ રીતે મનુભાઈનો કવિસાહેબ સાથેનો સંબંધ તો આ પહેલાંનો ઘણો જૂનો ગણી શકાય તેમ છે.

પછી કવિએ આદરી યુવક પ્રવૃત્તિ ને કરી સ્થાપના અમદાવાદ વિદ્યાર્થીસંઘની. અમદાવાદની વિદ્યાર્થીચળવળના શ્રીગણેશ એ દિવસે જ મંડાયા. એની જાહેરાતના પહેલા ચોપાનિયાથી તે બંધારણના છેલ્લા અક્ષર સુધી શબ્દેશબ્દની યોજના કવિની પોતાની. પોતાનાં લખાણોની જેવી તે હાથે નકલો કરતા તેવી જ નાનામાં નાના ચોપાનિયાંની પણ જાતે જ નકલ કરતા ને લખવાથી માંડી છપાઈને તે વહેંચાઈ રહે ત્યાં સુધીની પ્રત્યેક ક્રિયા પર તેમની જાતિ દેખરેખ રહેતી. તે વખતે ન્હાનાભાઈને પડખે અમદાવાદના વિદ્યાર્થીઓનો સાગર ઊલટતો. એ બે ત્રણ વર્ષ વિદ્યાર્થીસંમેલનો ભરાયાં અને ઉજવાયાં એવાં હજી અમદાવાદમાં જોયાં નથી. ભાષણોની ત્યાં ઝડીઓ વરસતી, એટલું જ નહિ, પણ બેત્રણ દિવસના રંજનકાર્યક્રમો પણ યોજાતા.

જીવનભરની એમની ચોકસાઈ કેટલી બધી ! અમે વિદ્યાર્થીઓ ઇસ્વીસન ૧૯૨૨ માં દિલ્હી આગ્રાના પ્રવાસે ગયેલા ત્યાંના કેટલાક શિલાલેખો ઉતારી લાવેલા. કવિએ 'બાદશાહનામું' લખવાનો નિર્ધાર કર્યો કે મારી એ નાનકડી ડાયરીઓ પણ ઉપાડી ગયા ને એમાંનું પણ કશું ય નોંધવાનું પોતાનાં પુસ્તકોમાં રહી ન જાય તેની તકેદારી રાખી.

ને અંતિમ પળે વાડીલાલ હૉસ્પિટલમાં

વિદાય લેતાં પહેલાં એમના નિવાસસ્થાને મારું નામ કાને પડતાં જ 'મેં તમને 'સારથિ' ભેટ આપ્યું છે ને? એ કાલે લઈ આવજો. એની પ્રસ્તાવનામાં મારે બે અક્ષર સુધારવાના છે.' છેલ્લી ઘડી સુધી સાહિત્યોપાસનાની શુદ્ધિ માટે કેટલી કાળજી?

—રમણિકલાલ જે. દલાલ

[૫]

કવિશ્રી ન્હાનાલાલ સંગ્રહોને માટે પોતાનાં કાવ્યો કોઈને આપતા નહિ. 'સાહિત્યદર્શન' માટે મેં એમની રજા માગી. ત્યારે તેમણે જણાવ્યું હતું: "હું તેવી પરવાનગી કોઈને ય ક્યાં આપું છું?"

"હું તે જાણું છું અને છતાં મારા સંગ્રહ માટે આ માગણી મૂકું છું."

"તેના કરતાં મારાં પુસ્તકોમાંથી ગમે તેને પાઠ્યપુસ્તક તરીકે શાળા ચલાવે તો તેમાં શી હરકત છે?"

"માધ્યમિક ધોરણ માટે આ પ્રથા બરાબર એટલા માટે છે કે, વિદ્યાર્થીઓને તમામ કવિઓનું સામાન્ય જ્ઞાન મળી રહે. એ દૃષ્ટિએ જ મેં આ માગણી મંજૂરી માટે મૂકેલી છે. સ્વીકારશો તો સારું!"

"તમને હું પરવાનગી આપું એથી જેમને મેં ઇન્કાર કર્યો છે તેમને અન્યાય ન થાય કે?"

"તમે આવી રજા એક સંગ્રહને માટે આપેલી છે; જો કે હું પોતે તો સ્વતંત્રપણે આ માગણી મૂકું છું."

"તે હું સમજી શકું છું. જે દિવસે હું આવા કોઈ નિશ્ચય ઉપર નહિ આવેલો, ત્યારે એ રજા અપાઈ ગયેલી છે. હવે હું એમને ના કહી શકું નહિ."

"તો હું તમારી રજા મળી ગઈ છે, એમ માનીને અમુક કાવ્યો મારા સંગ્રહમાં લઉં તો તમે..."

વચમાં જ મને કહ્યું: "હું તમને નોટિસ નહિ આપું. તેને માટે હું તમને કોર્ટમાં પણ નહિ ઘસડું. તમે એ રીતે લઈ શકો છો."

હું ખડખડાટ હસી પડ્યો!

—અંબાલાલ નૂ. શાહ

[૬]

સને ૧૯૩૩માં ગુજરાત કોલેજના ઇન્ટર આર્ટસના વિદ્યાર્થી તરીકે પૂ. ન્હાનાભાઈને મળવાનો પ્રથમ યોગ મળેલો. તે જ વખતે તેમના નિર્દંભ સૌજન્યની છાપ પડી હતી. પછી, એમના તખલ્લુસ—પ્રેમભક્તિ—ઉપરથી ગુજરાત કોલેજમાં 'પ્રેમભક્તિ મંડળ' સ્થાપવામાં આવ્યું, તેનું સુકાન મારા હાથમાં આવ્યું, અને એ અંગે પૂ. ન્હાનાભાઈના વિશેષ પરિચયમાં આવવાના પ્રસંગો મળ્યા. 'કવિશ્રી નાનકડી સભાઓમાં તેમજ જ્યાં પોતે પ્રમુખ ન હોય ત્યાં જતા નહોતા, એવા અભિમાની હતા—' એવો ભ્રામક ખ્યાલ ઘણાઓને રહ્યો, હશે. પણ અમારા મંડળની એક સભામાં માત્ર દશબાર જ વિદ્યાર્થીઓ હતા, છતાં ન્હાનાભાઈએ દોઢેક કલાક સુધી 'કલાપીનો વિરહ'નું કાવ્યવાચન કર્યું હતું. બીજી એક સભામાં એમને પ્રમુખસ્થાન લેવાની મેં દરખાસ્ત મૂકી, તો એમણે વિરોધ કર્યો અને કહ્યું: 'આખા વર્ષ દરમ્યાન મંડળના જે પ્રમુખ હોય, તે વાર્ષિક સભામાં પ્રમુખસ્થાન લે.' અને બી.એ. માં ભણતા મને-વિદ્યાર્થીને પ્રમુખપદે બેસાડી દીધો હતો!

પૂ. ન્હાનાભાઈ અને પૂ. માણેકબાનું વાત્સલ્ય—તેમની છત્રછાયા અવિસ્મરણીય છે. ખડાલ નામના એક નાનકડા ગામમાં મારાં લગ્ન હતાં; તે વખતે ન્હાનાભાઈ પથારીવશ હતા. તેમને ખોરાકની બંધી હતી; કેવળ ફળો ઉપર હતા. ઘરનો ઓટલો ય ઊતરવાની દાક્તરી મનાઈ હતી, છતાં ન્હાનાભાઈ અમારે ગામ આવ્યા અને ગામલોકોને દાક્તરના ભયથી મુક્ત કર્યા.

—ધીરજલાલ પરીખ

[૭]

કવિશ્રી જ્યારે ગાંધીવિચારણાનો જ નહિ, પણ ખુદ ગાંધીજીના વ્યક્તિગત જીવનનો પણ

ખુલ્લેખુલ્લો વિરોધ કરવા માંડયો, ત્યારે મેં તેમનો એ બાબતમાં ખુલાસો માગ્યો હતો. ત્યારે તેમણે મને ખુલ્લા દિલે કહ્યું હતુંઃ 'રાજકારણમાં પડેલા ગાંધી અને હિન્દને સંત તરીકે દોરનાર રાષ્ટ્રવિધાતા એવા ગાંધીજીનાં બે સ્વરૂપ છેઃ સાદાઈ, સત્યપ્રિયતા, નિખાલસતા, બીજાના દુઃખે દુખી થવાની તમન્ના અને બીજાની સેવા કરવાની તત્પરતા જોતાં ખરેખર ગાંધીજી એક સંત પુરુષ તરીકે માનને યોગ્ય છે. પણ રાજકારણની ખટપટમાં ઊતરી જ્યારે તે દેશ, વેશ કે પક્ષને–પક્ષનાં મંતવ્યને સત્ય કરતાં ય પ્રધાનપદ આપે છે, ત્યારે મારો સત્યનિષ્ઠ આત્મા કકળી ઊઠે છે અને મારી ઇચ્છા નહિ હોવા છતાં પણ મારે કડવાં કથન ઉચ્ચારવાં પડયાં છે અને પડે છે.'

દ્વારકા જઈ 'હરિદર્શન' લાવી, શ્રીપ્રભુને ભેંટ ધરી આવ્યા પછી કવિશ્રીને હું મળ્યો હતો. ત્યારે તેમણે 'ડેરો ટૂટચો'નો પ્રસંગ કહી જણાવી કહ્યુંઃ 'આપણે ભક્તો પ્રભુનાં દર્શન કરવાને જેટલી આકાંક્ષા રાખીએ છીએ તેટલી બલકે તેથી પણ વધારે આતુરતા પ્રભુ આપણને તેમનાં દર્શન આપવા માટે ધરાવે છે. આપણે લખવા કે રચવા માગીએ છીએ, તે કરતાં પણ પ્રભુ આપણી દ્વારા વિશેષ લખાવવા–રચાવવા માગે છે. અને છપાવવા મોકલે છે.

કવિશ્રીએ તેમનું બ્રહ્મચર્યસ્વ અને ક્ષાત્રતેજ મરણ પર્યંત ટકાવી રાખ્યાં છે. તેનું કારણ તેમની પ્રેમભક્તિ–માનવઆતિથ્ય અને પ્રભુપૂજન છે. અંતર્યામીનું દર્શન તેમને તેમના પિતાશ્રીની માફક સ્પષ્ટ હતું. તેથી જ તેઓ 'વિશ્વગીતા' અને નવાં ઉપનિષદો લખી શકયા હતા. મિસ લિલિયન એડગર અને ડૉ. એની બેસન્ટ જેવા આંગ્લ બ્રહ્મજ્ઞાનીઓને તેમણે પોતાને આંગણે સત્કાર્યાં હતાં. સન ૧૯૩૧માં સર્વમત સંગ્રહ મંડળ સ્થાપવામાં તેમની જ દોરવણી હતી. ૧૯૨૩ માં આયરિશ કવિ જેમ્સ કઝીન્સને પોતાને ત્યાં નોતરી 'સ્નેહસંમેલન તથા કલાપ્રદર્શન ગોઠવ્યાં હતાં. રાજકોટમાં આજે રામકૃષ્ણ મિશન છે, તેનું સ્વપ્ન ઘડવામાં કવિશ્રીનો ફાળો ઘણો મોટો છે. વળી, સન ૧૯૦૮ માં મિસ લિલિયન એડગરને જમણ આપ્યું હતું, તે આંતરરાષ્ટ્રીય હતું. અને સુધારકોના 'આર્યન ડીનર' પહેલાંનું હતું. રાજકોટમાં અંત્યજ શાળા, સ્ત્રીવર્ગો અને છેવટે વનિતાવિશ્રામ એ બધી પ્રવૃત્તિઓમાં કવિશ્રીનો ફાળો ખાસ નોંધપાત્ર છે.

—મૂળચંદ ચુનીલાલ ભગત

[૮]

કવિરાજના સુવર્ણમહોત્સવ પ્રસંગે વડોદરાના દાજીભાઈ છાત્રાલયે એમને સંમાન આપ્યું હતું. સ્વ. મટુભાઈ કાંટાવાળાએ તે વખતે કહ્યું હતુંઃ 'કવિસાહેબ!' આ દેવીપુત્રોનો ફુલહાર છે. એ સૂચવે છે કે આપની હાર છે. 'તરત જ કવિશ્રીએ કહ્યુંઃ' જ્યાં સુધી 'પૃથ્વીરાજ રાસો' પછી કોઈ વીરરસનું કાવ્ય ગુજરાતને સાંપડયું નથી, ત્યાં સુધી એક નહિ પણ સાત વાર હાર છે.'

ઉપર સુવર્ણ મહોત્સવનો ઉલ્લેખ કર્યો છે, તે પ્રસંગે બ્રહ્મભટ્ટોએ કવિશ્રીને ઢાલ અને કટાર ભેટ આપ્યાં હતાં. કવિશ્રીએ ત્યારે કહ્યુંઃ ' તમારી કટાર મને ન ખપે; ખપની તમારી ઢાલ છે.'

કવિશ્રીએ કોઈદી પગાર કે મનીઑર્ડર હાથમાં લઈ ગણ્યો નહોતો. એમના વડીલ પુત્રના લગ્નનો સમારંભ પૂરો થયો, અને કવિશ્રીએ મને પૂછયુંઃ ' કેમ કાંઈ ખૂટે છે કે?' મેં કહ્યુંઃ 'ના, ઊલટું બસો રૂપિયા વધે છે.' એટલે પોતે કહેઃ 'તો બાઈને કહો કે એ રૂપિયા વાપરી નાંખે!'

સંસારરીતરંજ કે રાજરમતોના જ નહિ, પણ મરદાનગી રમતોના પણ કવિશ્રી ઉમદા ખેલાડી હતા. કોઈકે પૂછયુંઃ ' કવિસાહેબ! આ રમત તમે જાણો છો?' એટલે તેમણે કહ્યુંઃ 'ભલા! આમ શું પૂછો છો? મને કઈ રમત નથી આવડતી એ જ પૂછો.'

—જેઠાલાલ મો. બારોટ

# મલ્લિનાથ ક્યાં છે?

શ્રી. રણછોડલાલ વાયડા

*

"વિરાટને વધાવીને વિરાટ પૂજન કીધાં"નો સાચો આનંદ ગુજરાતમાં કોઈએ અનુભવ્યો હોય તો તે કદાચ કવિવર ન્હાનાલાલે જ છે. એમની અર્ધશતાબ્દીથીયે વધુ શારદોપાસનાનાં મુખ્ય લક્ષણો કવિવરે પોતે જ ગણાવ્યાં છે તેમ બે છે: "નવવસંતની ટહેલ" અને "જગત્‌વેધ".

બ્રહ્મ, વિરાટ અને રસ એમની કવિતાના દેશો છે અને એમાં સૃષ્ટિ માત્રનો સમાવેશ થઈ જતો એમણે અનુભવ્યો છે. કેવળ કાવ્યોપજીવી રહીને કવિતા ક્ષેત્રના આવા મંજાવર અને ભવ્ય ક્ષેત્રો ખેડનાર તરીકે કવિવર ન્હાનાલાલ આપણા યુગનો કદાચ મોટો ચમત્કાર બની રહે છે. આજનો આપણો લેખક વર્ગ આર્થિક વિમાસણની ભીંસ અનુભવી રહ્યો છે. કવિવર ન્હાનાલાલે પણ એ ભીંસ એના તમામ રુદ્ર સ્વરૂપમાં દીઠી અને અનુભવી છે. પણ એમની કવિતામાં કે એમના સંર્જનના કોઈપણ પ્રકારમાં એવી આર્થિક દરિદ્રતાનો એક હરફ સુદ્ધાં ઉચ્ચારાયેલો જોવા મળતો નથી. એટલું જ નહીં, પણ મનભર ઉલ્લાસમાં તેઓ હંમેશ રહ્યા છે. વિરાટની પકડ કદાચ એમને જેટલી હતી તેટલી વર્તમાન યુગીય સાહિત્યકારોમાં તો શું પણ જગતના શ્રેષ્ઠ સાહિત્યસ્વામીઓમાં પણ અમુક ગણતર સ્થાનોમાં નજરે પડે છે.

આપણા યાંત્રિક યુગમાં આવો આત્મસંતોષ, આવો પૌરુષસભર આત્મત્યાગ, અને આવી પ્રફુલ્લ ઉલ્લાસપ્રિયતાનો જોટો કવિતાસાહિત્યમાં મળવો મુશ્કેલ છે.

કવિતા જે જમાનામાં ઓસરતી જતી હતી, જે વખતે પ્રજાના દિલને સિનેમા અને રેડિયોએ છેક જ પરવશ બનાવી દીધાં હતાં તે વખતે પણ સામાન્ય ગુજરાતી વર્ગે એમનાં આદર અને સન્માન કર્યે રાખ્યાં હતાં: ફક્ત એક જ અફસોસ એમના પોતા માટે કરવાનો હોય તો તે ગુજરાતમાં 'મલ્લીનાથ'ની અછત અંગેનો છે.

એમને ન્યાય આપવામાં એમણે પોતે જે શરતો પોતા માટે ઊભી કરી છે તે જ મુખ્યત્વે કરીને લક્ષમાં લેવાવી જોઈએ. કવિતા એમનો જીવનપ્રદેશ હતો. અને એ કવિતા—ઊર્મિ કવિતા એમણે મનભર ગાઈ છે. કદાચ સાચાં કાવ્યો શીખવા માટે આપણે ન્હાનાલાલ પાસે જ જવું જોઈએ. એમની કવિતામાં પ્રેરણાના અઢળક ભંડારો ભર્યા પડ્યા છે. એ વાત હવે લગભગ સર્વ સ્વીકૃત બની છે.

કવિતાની આત્યંતિક અસર આધ્યાત્મિક છે. કવિતાનું સંર્જન અને એનું પરિશીલન આપણામાં ઈશ્વરભક્તિ પ્રેરે છે. આ ક્રમ એમના જીવન અને કવનમાં કેટલી બધી યથાર્થતાથી પ્રતિબિંબિત થએલાં જોવા મળે છે! છેવટનાં વર્ષોમાં 'હરિસંહિતા'નું સર્જન આ ઉત્કટ આધ્યાત્મિક મનોદશાનું નિદર્શક છે.

ઊર્મિ કવિતા અને જીવનના પ્રફુલ્લ દર્શનની બાબતમાં એમણે યુગાવતારી કવિસમ્રાટની ગરજ સારી છે. પ્રેરણાનો આવડો પ્રચંડ પ્રવાહ, ઊર્મિનો આટલો અખંડ ઊભરો અને કલ્પનાની આવડી વિરાટ પકડ એમને વિશ્વકવિ બનાવવા માટે પૂરતા છે.

આમ છતાંય—ગુજરાતી મલ્લિનાથોના દુકાળની વચ્ચે એમણે ભવભૂતીય શ્રદ્ધાથી ભાખ્યું છે કે "હિમાલયને શિખરે પહોંચાય તે પહોંચશે, ને નહીં પહોંચાય તે નહિ પહોંચે; 'ખેડુત મંડળ હિમાલય શિખરે ચ્હડી ખેતી કરશે કે નહિ કરે.' પણ તેથી...ગગન ચૂમ્બની શિખરાવલિવન્તો હિમાદ્રિ ખોટો યે નહિ ઠરે કે પૃથ્વીને પાણી પાતો યે નહિ વિરમે."

આ માસિક સાથે પ્રજાની માસિક જોડી દેવામાં આવ્યું છે





વર્ષ ૭ મું : અંક : છઠ્ઠો
એપ્રિલ ૧૯૪૬ :: ચૈત્ર ૨૦૦૨

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક




વર્ષ સાતમું : ચૈત્ર ૨૦૦૨ : એપ્રીલ ૧૯૪૬ : અંક છઠ્ઠો

# જળબિન્દુ

ધૂમકેતુ

*

જીવનના હરકોઈ પ્રશ્નને માટે—હરકોઈ પ્રશ્નના સાચા ઉકેલને માટે—જાત ગાળી નાખવાની માણસની તૈયારી ન હોય તો, બહેતર છે કે, એ કોઈ પ્રશ્નને છેડે જ નહિ. પ્રશ્નને છેડવામાં કોઈ જાતની નામોશી નથી; પણ છેડ્યા પછી એ પ્રશ્નનો ઉકેલ ન લાવવામાં મનુષ્યત્વની સ્પષ્ટ હાર રહી છે. અને એ હારનું નામ મૃત્યુ. જીવનના મહા પ્રશ્નોની કિંમત ઘણી વખત મૃત્યુથી લેશ પણ ઓછી અંકાતી નથી.

*

જુવાનીને મોટામાં મોટો ભય આ છે. ઘણી વખત જેને એ પરાક્રમ માનતો હોય છે, તે હોય છે સાહસ. પણ હરકોઈ સાહસને પરાક્રમમાં ફેરવી નાખનારું મુખ્ય બળ ઉત્સાહ એ પણ જુવાનીનું મુખ્ય અંગ છે; એટલે ઉત્સાહ અને આવેગની રેખાઓનો બરાબર તફાવત સમજી લેનારો તરુણ પોતાના સાહસને પરાક્રમની કલગી પહેરાવવાનો અધિકારી થઇ શકે ખરો. ઉત્સાહ અને આવેગને બરાબર જૂદાં પાડીને જે સમજી શકશે તે પરાક્રમ કરશેઃ જુવાન રહેશે—કામ શરૂ કરતી વખતે; વૃદ્ધ બનશે—કામ શરૂ થયા પછી.

*



# વીરી વાંસલડી !

લેખક :

**શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઇ**

વીરી વાંસલડી ! બ્હીલી થતી. ન જરી,
આવે સુનેરી પળ અઝોલડી રે લોલ;
ધીરી વાંસલડી ! ઘેરી ઘડી સખીરી !
લાવે શી ભાવિ શિર ડોલતી રે લોલ !

ફૂલવનો લીલાં ફુલાય,
વાયુ સુરભિ વિપુલ વાય,
પંખિડાં મધુરું ગાય,
હર્ષતાં રે લોલ;

ઝરણિયાં ઝમે શીખાય,
હરણિયાં રમે રૂડાંય,
ગમન શાં સદા સુહાય.
હર્ષતાં રે લોલ.

સૃષ્ટિ સુન્દર મનહરા, અનુપમ સૌમ્ય વિહાર;
વાળ્યાં શ્યામલ પૂર ત્યાં, છાયાં તિમિર અપાર !
ઉર સકળ નરનારનાં ડૂબ્યાં અન્ધ હતાશ;
પાયે વાયક વીરનાં પ્રેમલ હોય પ્રકાશ.

વીરી વાંસલડી ! બ્હીલી થતી ન જરી,
આવે અનેરી પળ અમોલડી રે લોલ;

ધીરી વાંસલડી ! ઘેલી ઘડી સાહેલી !
લાવે શી ભાવિ દિલ ડોલતી રે લોલ !

જગત-ત્રાસ જ્યાં અગાધ,
હૃદય-તાપ જ્યાં અબાધ,
કલેશ કલુષ છે અમાપ.
વ્યાપિયાં રે લોલ;

જીવન વિષ પૂરે, પુરાય,
નયન—વદન—ઉરનાય—
દૈવીભાવ લઇ વિદાય,
ત્યાગીયાં રે લોલ.

સંસારે દહતાં અતુલ, દર્દો ઊંડાં ઝીલાય;
શ્રદ્ધા ઉજ્વલ અમર કવિ ! મધુઝરી પ્રીલાય,
વ્યથિત રજનિદિન હૃદયતવ, ઉદ્ધારવા મનુબાલ,
દૂર તિમિર કરશે જરૂર, ગીતા તુજ ગોપાલ !
વીરી વાંસલડી ! બ્હલી થતી ન જરી,

આવે હરિતી પળ અમોલડી રે લોલ;
ધીરી વાંસલડી ! ગેબી ઘડી સજનિ !
લાવે શી ભાવિ ભવ ડોલતી રે લોલ !-વીરી૦

જીવનશુદ્ધિ વિના જીવન—સંદેશ ? એ વાત અશક્ય છે. એટલે ઘણુંખરું સાહિત્ય મનુષ્યના મરણ પહેલાં મરણ પામે છે; બાકી રહેલ એક દસકામાં. આજની ખરી મુશ્કેલી આ છે. કોઈ ને સંદેશવાહક હોવાની અજબ શ્રદ્ધા પગટી નથી—અને છતાં સંદેશા આપે છે સૌ. જે માણસને પોતાનામાં શ્રદ્ધા ન હોય એ કાંઇપણ ન કહે. એમાં માનવજાતની મોટામાં મોટી સેવા છે.

કરુણામયી



# વિસ્તાર કાકી

અનુવાદક

**સૌ. જયપ્રભા શાસ્ત્રી બી. એ.**

*

**આ**જુબાજુના સાત સાત ગામોમાં પ્રખ્યાત અને વિચક્ષણ ડૉક્ટર બિંદુશેખરબાબુ સંધ્યાની ગોરજ વેળાએ તેમના દવાખાનાની પાકી બાંધેલ ઓશરીમાં ભીંતને અઢેલીને ગમગીન ચહેરે બેઠાબેઠા ધુમ્રપાન કરતા હતા અને તેમનો દુબળો અને ઊંચો કમ્પાઉન્ડર ઉંબર ઉપર બેઠો બેઠો ઝોકાં ખાતો હતો.

દવાખાનાનો ઓરડો અને એની ઓસરી પાકી બાંધણીનાં હતાં; છતાં ડૉક્ટરબાબુનું રહેવાનું મકાન તો માત્ર માટીનું હતું ને ઉપર ઘાસ છાયેલું હતું. પ્રતિસ્પર્ધી વિનાની પચીસ વર્ષની પ્રેક્ટીસ એકલે હાથે તેમણે આ ગામમાં કરી હતી, તો પણ રહેવાનું મકાન પાકું બંધાવી શકાય એટલી કમાણી એમને થઇ નહતી. દવાઓ બગડે નહિ એ દષ્ટિએ એમણે માંડમાંડ દવાખાનાનું મકાન પાકું બાંધવા જહેમત કરીને ૩૦ હજાર ઈંટોની એક ભઠ્ઠી પકવી અને છોબંધ બનાવ્યું, તો ય એ મકાન ગામલોકોની ચર્ચાનો વિષય થઇ પડયું હતું. અને ગામમાં એ એકમાત્ર મકાન પાકું હોવાથી બ્રાહ્મણો અને કાયસ્થો ચર્ચા કરતા કે, દાક્તરબાબુ આટલું બધું નાણું લાવ્યો ક્યાંથી?'. દાક્તરબાબુ એવી ચર્ચા સાંભળી તટસ્થ ભાવે હસતા. ધનહીન અને ઘરહીન ખેડુતો વચ્ચે રહીને એમનું હૃદય એટલું બધું કોમળ બની ગયું હતું કે પાકું મકાન બાંધી તેમાં રહેવાની તેમને કદી ઇચ્છા જ થતી નહિ.

મને દાક્તરબાબુની ઉપર ઘણી શ્રદ્ધા હતી અને ધર્મોની અને પૂર્ણ ચીડ હતી, એટલે અવારનવાર હું દાક્તરબાબુ પાસે નવરાશને વખતે જઈ ઘડી આનંદવિનોદ કરી આવતો. કોઈ કોઈ વખત કોઈ દર્દી આવીને ગામની ધર્મખોરવૃત્તિ ઉપર વાત કરતો ત્યારે દાક્તરબાબુ હસીને એ વાત ટાળી દેતા: 'એ તો ગામડાંનો સ્વભાવ જ છે! પોતાનું ભલું પણ પોતે સમજે નહિ. સારા શિક્ષણને અભાવે માણસની સારી પ્રકૃતિ પણ વિકૃત બની જાય. હું તો એટલું જાણું કે, હું કોઇને ઠગતો નથી એટલું મારે માટે બસ છે.'

એક દિવસ જઇને તેમની પાસે સાદડી ઉપર બેસી હસતાં હસતાં મેં કહ્યું: 'દાક્તરબાબુ! પેલા છોકરાને તો તમે બચાવી ન શક્યા ને?'

દાક્તરબાબુએ હોકાની નળી મોંમાંથી કાઢી નિસાસો મૂકતા કહ્યું: 'હા ભાઇ, છોકરો બીચારો ન બચ્યો. પ્રહ્લાદ હોત તો કદાચ બચી જાત.'

એ છોકરાને ન બચાવી શકવા માટે મારા મનમાં પણ દાક્તર વિરૂદ્ધ ફરીઆદ ઉઠી હતી. એટલે જ, હું જરા વ્યંગમાં બોલ્યો: 'ગામલોકો તો તમારી કંઇ કંઇ વાતો કરે છે.'



# વીરી વાંસલડી !

લેખક :
શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઇ

વીરી વાંસલડી ! વ્હાલી થતી ન જરી,
આવે સુનેરી પળ અજેલડી રે લોલ;
ધીરી વાંસલડી ! ઘેરી ઘડી સખીરી !
લાવે શી ભાવિ શિર ડોલતી રે લોલ !

ફૂલડનો લીલાં ફુલાય,
વાયુ સુરભિ વિપુલ વાય,
પંખિડાં મધુરું ગાય,
હર્ષતાં રે લોલ;

ઝરણિયાં ઝમે શીખાય,
હરણિયાં રમે રૂડાંય,
ગગન શાં સદા સુહાય
હર્ષતાં રે લોલ.

સૃષ્ટિ સુન્દર મનહરા, અનુપમ સૌમ્ય વિહાર;
વાળ્યાં શ્યામલ પૂર ત્યાં, છાયાં તિમિર અપાર !
ઉર સકળ નરનારનાં ડૂબ્યાં અન્ધ હતાશ;
પાયે વાચક વીરનાં પ્રેમલ ત્હોય પ્રકાશ.

વીરી વાંસલડી ! વ્હાલી થતી ન જરી,
આવે અનેરી પળ અમોલડી રે લોલ;

ધીરી વાંસલડી ! ઘેલી ઘડી સાહેલી !
લાવે શી ભાવિ દિલ ડોલતી રે લોલ !

જગત–ત્રાસ જ્યાં અગાધ,
હૃદય-તાપ જ્યાં અબાધ,
ક્લેશ કલુષ છે અમાપ
વ્યાપિયાં રે લોલ;

જીવન વિષ પૂરે પુરાય,
નયન—વદન—ઉરનાય—
દૈવીભાવ લઇ વિદાય,
ત્યાગીયાં રે લોલ.

સંસારે દહતાં અતુલ, દર્દો ઊંડાં ઝીલાય;
શ્રદ્ધા ઉજ્વલ અમર કવિ ! મધુઝરી ખીલાય,
વ્યથિત રજનિદિન હૃદયતવ, ઉદ્ધારવા મનુભાવ,
દૂર તિમિર કરશે જરૂર, ગીતા તુજ ગોપાલ !
વીરી વાંસલડી ! વ્હલી થતી ન જરી,

આવે હરિની પળ અમોલડી રે લોલ;
ધીરી વાંસલડી ! ગેબી ઘડી સજનિ !
લાવે શી ભાવિ ભવ ડોલતી રે લોલ !–વીરી૦

જીવનશુદ્ધિ વિના જીવન—સંદેશ ? એ વાત અશક્ય છે. એટલે ઘણુંખરૂં સાહિત્ય મનુષ્યના મરણ પહેલાં મરણ પામે છે; બાકી રહેલ એક દસકામાં. આજની ખરી મુશ્કેલી આ છે. કોઈને સંદેશવાહક હોવાની અજબ શ્રદ્ધા પગટી નથી—અને છતાં સંદેશા આપે છે સૌ. જે માણસને પોતાનામાં શ્રદ્ધા ન હોય એ કાંઇપણ ન કહે. એમાં માનવજાતની મોટામાં મોટી સેવા છે.

## કરુણામયી



# વિસ્તાર કાકી

અનુવાદક

**સૌ. જયપ્રભા શાસ્ત્રી બી. એ.**

*

આજુબાજુના સાત સાત ગામોમાં પ્રખ્યાત અને વિચક્ષણ ડૉક્ટર બિંદુશેખર-બાબુ સંધ્યાની ગોરજ વેળાએ તેમના દવા-ખાનાની પાકી બાંધેલ ઓશરીમાં ભીંતને અઢેલીને ગમગીન ચહેરે બેઠાબેઠા ધુમ્રપાન કરતા હતા અને તેમનો દુબળો અને ઉંચો કમ્પાઉન્ડર ઉંબર ઉપર બેઠો બેઠો ઝોકાં ખાતો હતો.

દવાખાનાનો ઓરડો અને એની ઓસરી પાકી બાંધણીનાં હતાં; છતાં ડૉક્ટરબાબુનું રહેવાનું મકાન તો માત્ર માટીનું હતું ને ઉપર ઘાસ છાયેલું હતું. પ્રતિસ્પર્ધી વિનાની પચીસ વર્ષની પ્રેક્ટીસ એકલે હાથે તેમણે આ ગામમાં કરી હતી, તો પણ રહેવાનું મકાન પાકું બંધાવી શકાય એટલી કમાણી એમને થઇ નહતી. દવાઓ બગડે નહિ એ દૃષ્ટિએ એમણે માંડમાંડ દવાખાનાનું મકાન પાકું બાંધવા જહેમત કરીને ૩૦ હજાર ઇંટોની એક ભઠ્ઠી પકવી અને છોબંધ બનાવ્યું, તો ય એ મકાન ગામ-લોકોની ટીકાનો વિષય થઇ પડ્યું હતું. અને ગામમાં એ એકમાત્ર મકાન પાકું હોવાથી બ્રાહ્મણો અને કાયસ્થો ચર્ચા કરતા કે, દાક્તર બાબુ આટલું બધું નાણું લાવ્યો ક્યાંથી?'. દાક્તરબાબુ એવી ચર્ચા સાંભળી તટસ્થ ભાવે હસતા. ધનહીન અને ઘરહીન ખેડુતો વચ્ચે રહીને એમનું હૃદય 'એટલું' બધું કોમળ બની ગયું હતું કે પાકું મકાન બાંધી તેમાં રહેવાની તેમને કદી ઇચ્છા જ થતી નહિ.

મને દાક્તરબાબુની ઉપર ઘણી શ્રદ્ધા હતી અને ટીકાની મને ખૂબ ચીડ હતી, એટલે અવારનવાર હું દાક્તરબાબુ પાસે નવરાશને વખતે જઈ બેઘડી આનંદવિનોદ કરી આવતો. કોઈ કોઈ વખત કોઈ દર્દી આવીને ગામની ખાઉધરવૃત્તિ ઉપર વાત કરતો ત્યારે દાક્તર-બાબુ હસીને એ વાત ટાળી દેતા: 'એ તો ગામડાંનો સ્વભાવ જ છે! પોતાનું ભલું પણ પોતે સમજે નહિ. સારા શિક્ષણને અભાવે માણસની સારી પ્રકૃતિ પણ વિકૃત બની જાય. હું તો એટલું જાણું કે, હું કોઇને ઠગતો નથી એટલું મારે માટે બસ છે.'

એક દિવસ જઇને તેમની પાસે સાદડી ઉપર બેસી હસતાં હસતાં મેં કહ્યું: 'દાક્તર-બાબુ! પેલા છોકરાને તો તમે બચાવી ન શક્યા ને?'

દાક્તરબાબુએ હોકાની નળી મ્હોંમાંથી કાઢી નિસાસો મૂકતા કહ્યું: 'હા ભાઇ, છોકરો બીચારો ન બચ્યો. પ્રલ્હાદ હોત તો કદાચ બચી જાત.'

એ છોકરાને ન બચાવી શક્યા માટે મારા મનમાં પણ દાક્તર વિરુદ્ધ ફરીઆદ ઉઠી હતી. એટલે જ, હું જરા વ્યંગમાં બોલ્યો: 'ગામલોકો તો તમારી કંઇ કંઇ વાતો કરે છે.'

તેમણે મ્હોં ઉપરના ભાવ દબાવી પૂછ્યું: 'શું વાતો કરે છે?'

હસવાનો ભાવ કરીને હું બોલ્યો: 'અરે સાહેબ તમે ગામલોકોનો સ્વભાવ તો જાણો છો. માંદા પડે ત્યારે તમારી પાસે દોડતા આવે અને પાછળ તમારી કુથલી કરવાનું પણ છોડે નહિ.'

'તો પણ...' તેમણે ઈંતેજારી બતાવી.

'શું બોલે વળી? કહે છે કે તમે ઘોષલ કુટુંબને નિર્વંશ કર્યું.'

અંધારામાં દાક્તરબાબુનું મ્હોં બરાબર દેખાતું નહતું. પણ તેમનો કંઠ કટુ અને રૂક્ષ બની ગયો હોય તેમ લાગ્યું. તેમણે પૂછ્યું: 'કોણ કોણ એવું બોલે છે?'

હું હાથ જોડીને બોલ્યો: 'માફ કરો, દાક્તર બાબુ, એ જાણીને આપને ફાયદો નથી. છેવટે તો મારે જ એનો ભોગ થવું પડે છે. આમે તો લોકોમાં મારૂં નામ ચાડીચુગલી કરનાર તરીકે બદનામ તો થયું જ છે.'

થોડીવાર નિસ્તબ્ધ રહીને બિંદુ દાક્તરબાબુ બોલ્યા: 'હમણાં તો રોજ ચેટરજીને ઘેર સભા ભરાતી લાગે છે.'

હું તરતજ ગભરાઈને બોલ્યો: 'સાહેબ હું એ કાંઈ જાણતો નથી. પરંતુ વિસ્તારિણી કાકીનું કપાળ કેવું ફુટેલું? વંશમાં પિંડ મૂકનાર પણ કોઈ ન રહ્યું. આ એક છ વરસનો પૌત્ર ઠુમક ઠુમક પગલાં ભરતો હતો તેય ગયો. રસ્તે આવતાં જોયું તો બહારને બારણે અઢેલીને કાકીમાં રડતાં હતાં. હું તો દૂરથી જ નાસી આવ્યો, કારણ કે એ વૃદ્ધાનું કરુણ રુદન સહેવાય એવું ન હતું. કોણ જાણે ભગવાનને ઘેર એમને માટે જગ્યા નથી, કે જુવાનો જતાં રહે છે ને આવાં દુઃખી ડગરાં મોતને બોલાવે તોય આવતું નથી.'

વિસ્તારિણી કાકીનું નામ સાંભળી દાક્તર બાબુ ગુસ્સેથી બરાડી ઉઠયા: 'એ તારી વિસ્તારિણી કાકીને—એ ડગરીને તો જીવતી બાળી મૂકે તોય મારો ગુસ્સો ન ઉતરે.'

એમનો આ ક્રોધ જોઈ હું અવાક બની ગયો. મેં એમને પૂછ્યું, 'તમે આ શું બોલો છો?'

દાક્તરબાબુ બોલ્યા; 'હું સાચુંજ કહું છું. પહેલાના વખતમાં વિલાયતમાં બુઢ્ઢીઓને ડાકણ કહી બાળી દેવામાં આવતી. આપણા દેશમાં પણ 'તુષાનલ'ની રીત હતી. તેવી જ રીતે તારી આ વિસ્તારિણી કાકીને પણ ધીમી ધીમી આંચ આપીને બાળી મૂકવી ઉચીત છે.'

વૃદ્ધ અને દુખી શોકાતુર વિસ્તારિણી કાકી પ્રત્યે દાક્તર બાબુને એકાએક આટલા બધા ગુસ્સે થવાનું શું કારણ હશે એ કલ્પી શક્યો નહિ. દાક્તરબાબુએ આગળ ચલાવ્યું: 'ઘોષાલ કુટુંબને મેં નિર્વંશ નથી કર્યું, ભાઈ એ ઘોષાલ કુટુંબને જીવતું રાખવાનું ભગવાનને માટે પણ અસાધ્ય હતું. પચીસ વર્ષથી હું આ મારી સગી આંખે જોતો આવ્યો છું. જ્યાંસુધી ઘોષલ વંશનો એક પણ વંશધાર જીવતો હતો ત્યાં સુધી જાણે મારા જીવને ચેન ન હતું. આજે બધું પરવારી ગયું એટલે હું હવે નિશ્ચિંત થયો. હવે તારી વિસ્તારિણી કાકીની જ વાત રહિ. એ બીચારીનું શરીર પણ ખખળી ગયું છે ને થોડા દિવસની મહેમાન છે.'

'શું કહો છો?'

હુક્કાની નળીમાંથી ઉતાવળે બે ચાર દમ ખેંચી દાક્તરબાબુ બોલ્યા: 'ત્યારે તને જ કહું છું. સાંભળ, આટલા દિવસથી બોલ્યો નહિ. ગમે તે કહો, પણ એક દિવસ મને અહીં લાવનાર એ તારી વિસ્તારિણી કાકી જ હતાં.'

વચ્ચે વાત પડતી મૂકી તેમણે પેલા ઝોકા



હાથનાં ઘરેણાં

ખાતા કમ્પાઉન્ડરને બોલાવી કહ્યું: "ગોપી, જરા જોઈ આવતો, નિખિલ બાબુની દીકરીને કેમ છે, એની મા જો આવી શકે તો તેમને પણ સાથે તેડતો આવજે, એટલે એની નાડ પણ જોઈ લઈને દવા આપું. અને જતાં પહેલાં એક ચલમ તમાકુ ભરીને રાખી જજે.'

એ ગયો એટલે એમણે ફરી વાત શરૂ કરી: 'મેડીકલ કોલેજમાંથી બહાર પડીને જ્યારે મેં પચીસ વર્ષ પહેલાં આ ગામમાં પ્રેકટીસ કરવા પગ મૂકયો ત્યારે નિવારણ ઘોષલ અહીંના સૌથી મોટા જમીનદાર અને ગામના મુખી હતા. તેમના પરિવારમાં તેમની મા, બે પુત્ર અને તેમની સ્ત્રી-તારી વિસ્તારિણી કાકી-હતાં. શરૂઆતથી જ હું એમને ભાભી કહેતો આવ્યો છું.

કહેવાય છે કે, નિવારણ દાદાની મા ઘણાં કડક સ્વભાવનાં હતાં. આ વાતને હું ખરેખર સત્ય જ માનું છું. કારણ કે તેઓ જ્યાં સુધી જીવ્યાં ત્યાં સુધી વિસ્તાર ભાભી ઉંચું માથું કરી શકતાં નહિ. હમણાંની નવી વહુવારૂઓને એ સારૂં લાગે કે નહિ, તે કહી ન શકાય, પણ નિવારણ દાદાની મા કડેધડે હતાં, એટલે જ ઘોષલ વંશ આટલું પણ ટકી રહ્યો હતો.

વિસ્તાર ભાભી જૂના જમાનાનાં વહુ હતાં. સૌભાગ્ય અવસ્થામાં કોઈ દિવસ મારી સામે પણ ઘુમટા વગર બહાર નીકળતાં નહિ. તેમના આચાર વિચાર પણ જૂના હતા. અક્ષરજ્ઞાન તેમને મળ્યું ન હતું, છતાં નાની અવસ્થામાં પણ તેમની દાન-દયાની નામના ચોમેર પ્રસરી હતી. લોકોને ખવડાવવા-પીવડાવવાનું એમને ઘણું ગમતું. એ સાક્ષાત્ ભગવતી-અન્નપૂર્ણાની પ્રતિમૂર્તિ હોય તેમ જ નથી લાગતું ?

પણ જવાદો એ વાત. મારી પ્રેકટીસ શરૂ થયા પછી એકાદ વર્ષે નિવારણ દાદાની મા માંદા પડયાં. ઘરડું માણસ એટલે અશક્તિ તો હોય જ, એમાં વળી તાવ અને ઝાડા; એટલે મેં ઘણી સાવચેતીથી ચિકિત્સા કરવામાં મણા ન રાખી. ખરૂં પૂછો તો-એવો મોટો કેસ

મારી શરૂઆતની 'કેરીઅર'માં પડેલો આવેલો એટલે ભવિષ્યની આબરૂ બાંધવા માટે પણ મેં તનતોડ મહેનત કરી, તેમની સુશ્રુષા કરવા માંડી. હું દિવસમાં બે વખત એમને ઘેર ખબર કાઢવા જતો. દવાદારૂ કે વિઝીટ ફી લેતો નહિ. અરે આજ સુધી એ ધીષક કુંટુંબમાંથી દવાની એક લાલ પાઇ પણ મેં મેળવી નથી. ગમે તેમ, પણ એ ડોશીને ગમે તે રીતે બચાવવા મેં તનતોડ જહેમત કરવા માંડી. અને દવા કરતાં પરેજીની મને વધુ જરૂર લાગી એટલે પરેજી પળાવવાનું ખાસ દબાણ કર્યું હતું.

સાસુના હાથે અનેક યાતના વેઠી ચૂકેલી તારી વિસ્તાર કાકીએ બધું ભૂલી જઇ વૃદ્ધ સાસુની અથાગ સેવા કરી. કોઇ નહિ માને, પણ મેં એ નજરો નજર જોયું છે. થોડા દિવસની ચાકરી પછી ડોશીએ તંદુરસ્તીને માર્ગે ધીમા ડગલાં ભરવા માંડ્યાં.

એક દિવસ પૂરો નિશ્ચિંત થઇ હું મલકાતો હતો કે હવે માજીને કોઇ ભય નથી. તેવામાં નિવારણ બાબુનો નોકર દોડતો આવ્યો. એને હાંફળો ફાંફળો આવતો જોઇ મને આશ્ચર્ય થયું. તેણે આવીને કહ્યું કે 'માજી જઉં જઉં કરી રહ્યા છે: સ્થિતિ ગંભીર છે. તમે ચલદી ચાલો. કદાચ આપણે પહોંચશું તે પહેલાં તેઓ સિધાવી પણ ગયાં હોય.'

હું તરત જ તેની સાથે ચાલી નીકળ્યો. જઇને જોયું તો આખર વેળા હતી. હાથ પગ ઠંડા પડી ગયા હતા.

મેં વિસ્તારિણી તરફ જોઇને પૂછ્યું: 'માજી કાલે તો તદ્દન સાજાં હતાં ને આજ અચાનક આમ કેમ બન્યું ? એમને કાંઇ ખવડાવ્યું તો નથી ને ?'

નિવારણ બાબુ મારી બાજુમાં ઉભા હતા; તેમણે ખભો હલાવી કહ્યું: 'મરી જાણમાં તો કાંઇ ખાધું હોય એમ નથી. એણે કાંઇ ખવરાવ્યું હોય તો મને ખબર નથી.'

મોઢા ઉપર સાડીનો છેડો ઢાંકી તે બોલ્યાં: 'દાક્તર બાબુ, હું સમ ખાઇને કહું છું કે એમને કાંઈ જ મેં ખવડાવ્યું નથી. ઘરડાં ને વળી અશક્ત હોવાથી તેઓ પોતાની જાતે ઉઠીને થોડું જ કાંઇ ખાઈ શકે છે ! ફક્ત ગઇ કાલે રાત્રે કડવી દવા આપી હતી અને જમ્યા બાદ મોઢું સાફ કરવા એમણે જરી કેરીના અથાણાની ચીર માગેલી. બધી જાતની પરેજી એટલે એટલી એ ચીર...'

નિવારણ બાબુ લાલચોળ બની ગયા: 'અથાણું ખવડાવ્યું છે ? ત્યારે તો દાક્તર બાબુ તમે હવે ઘેર જાવ. તમારી મહેનત ને દવા નકામાં વેડફાયાં' કહી એ ઓરડાની બહાર નીકળી ગયા. ને હું પણ ગમગીન બની ઘર તરફ વળ્યો.

તે રાત્રે માજી અથાણાનું છેલ્લું પથ્ય કરી લાંબા પ્રવાસે પ્રયાણ કરી ગયાં.

તેમના અવસાન પછી વિસ્તાર ભાભી કર્તાહર્તા થયાં. પછી તો પૂછવું જ શું ? એમનાં રાજ્યમાં દુંદુભિ વાગી ઉઠ્યાં.

પછી આવ્યો નિવારણ બાબુનો વારો !

એમને ફિશ્ચુલાનો રોગ થયો. કલકત્તાથી મોટા દાક્તરોને બોલાવી ઓપરેશન કરાવ્યું. ને તેમના બન્ને પગ પાટાથી બાંધી બીછાનામાં સુવાડી રાખવામાં આવ્યા. ઘા જ્યાં સુધી રૂઝાય નહિ, ત્યાં સુધી પાટા છોડવાના ન હતા. દાક્તરો તો બીજે દિવસે કલકત્તા ચાલ્યા ગયા. ને પછીની સારવાર તો સ્થાનિક દાક્તર તરીકે મને જ સોંપાઇ હતી. આ કેસમાં ખાવા પિવાની બાબતમાં ખૂબ સાવધાન રહેવાની જરૂર. ખોરાક એટલા ઓછા પ્રમાણમાં ને એવો આપવો જોઇએ કે જેથી શરીરને પુષ્ટિ મળે ને નકામો કચરો પેટમાં ભેગો ન થાય. સોળ દિવસ તો આ સ્થિતિમાં નિવારણબાબુએ

કાઢ્યો. રોજ લીંબુ અને દ્રાક્ષનો નવટાંક જેટલો રસ પાઈને સોળ દિવસ કાઢ્યા પછી માણસને ખાવાની કેટલી તલપ થાય તે તું જાણે છે. નિવારણબાબુએ પણ જે તે ખાવાનું માગવા માંડ્યું. મેં તમારી વિસ્તાર કાકીને ખાવાપીવાની બાબતમાં જે માગે તે ન આપવાની અને સાવચેતી રાખવાની સૂચના આપેલી, ને તેમણે ઘુમટામાંથી માથું હલાવી હા કહેલી. પણ મમતામયીની મમતાને કોણ રોકી શકે? કમનસીબે દિવસે એક વિકટ ઘટના બની ગઈ.

પરેજી ન પાળવાને કારણે તંદુરસ્તી લથડી ગઈ, દાક્તરોને કલકત્તાથી બોલાવ્યા પણ નિવારણદાદાને બચાવી શકાયા નહિ.

થોડા વખત પછી એમનો મોટો પુત્ર વિનોદ કોલેજ છોડી દઈને ઘેર આવી બેઠો. શોકના દિવસો પુરા થયા એટલે તારી કાકીએ પુત્રને ધામધુમથી પરણાવ્યો.

વિનોદને ત્રણ સંતાન થયાં; પણ ત્રણ વર્ષથી વધુ એકે જીવ્યું નહિ. એ થોડી ઉંમરમાં પણ દરેક સંતાને દાદીના અતુટ આદર અને ખવડાવાની હોંશથી હોજરી ભરી લઈ, વધેલી બરોલના ભારથી ઉદર લાદી એક પછી એક વિદાય થઈ ગયાં.

વિનોદની વહુ બહુ નબળી પ્રકૃતિની હતી અને એમાં આ બાળકોના મૃત્યુના આઘાતે તે પટકાઈ પડી. તેને કોલેરા થયો. બહુ જલદ ન હતો ને સારવારથી મટવા આવ્યો હતો, પણ કોલેરાની ઉપર તારી કાકીએ એને કાકડી ખવરાવી ને વહુ પરેલી તક્રે સ્મશાન પહોંચવા ઉતાવળી થઈ.

વહુને ચીતામાં સુવાડી વિનોદ આઘાત પામ્યો. શરૂઆતમાં ઝીણો તાવ શરૂ થયો. ને તે ટાઈફોઈડમાં ફેરવાઈ ગયો. ખાવાપીવાનું કાંઈ નહિ. માત્ર દહીંનું પાણી આપવા. વિનોદ ઘણો દૂબળો પડી ગયો. માનો જીવ એ દુઃખ કેટલા દિવસ સહન કરી શકે? શરીરમાં શક્તિ આવ્યા વિના પુત્ર રોગીની સાથે કઈ રીતે ઝુઝી શકે? એટલે માએ અમારી બધાની જાણ બહાર વિનોદને દહીંની અંદર દૂધ રેડીને આપવા માંડ્યું.

તમને કંટાળો તો આવશે, પણ ભાઈ, એ ઘોષલ કુટુંબનું સત્યાનાશ તો ધીમે ધીમે આ રીતે જ વળ્યું.

વિનોદ ગયો, તે પછી તેનો નાનો ભાઈ વિભૂતિ પણ પટકાયો. તેનું લગ્ન થઈ ગયું હતું. તેને ત્યાં પણ સંતાનોની લંગર શરૂ થઈ હતી. તે જીવ્યું ન જીવ્યું બાળક તરત જ વિદાય લેતું. છેવટે માત્ર એક પૌત્ર ને આ તારી કાકી રહી ગયાં.

એ છોકરો ભલે પૂરો પ્રહ્લાદ ન હોય, પણ દૈવક્રમ સાથે જરૂર કોઈ ઘાડો સંબંધ હતો. નહિ તો ૭ વર્ષ સુધી તે જીવી જ કેમ શક્યો? છેવટે એને પણ જવું પડ્યું. આવતી કાલે પચીસ વર્ષથી ચાલી આવેલી કરુણકથની પર પડદો પડી જવાનો.

હવે તું કહી શકીશ, કે ઘોષલવંશને મેં નિર્મૂળ કર્યો? ને એવું માનતો હો તો મારે આથી કાંઈ જ વધુ કહેવાનુ નથી.' કહી દાક્તર બાબુ ચૂપ થઈ ગયા.

મોડી રાતે હું પણ ઘેર જવા ઉઠ્યો. રાતે વિસ્તાર કાકીના ઘર પાસેથી નીકળ્યો ત્યારે ઘરની અંદરથી ઉંડાઉંડાં 'ઉંહકારા' સંભળાયા, રુદનના ટુકડા શ્રાવણગોચર થતાં કોઈ એકાદ રડ્યો ખડ્યો શબ્દ સંભળાયો: 'મારા અંધારા ઘરના રતન!'

હું ત્યાં વધુ રોકાઈ શક્યો નહિ, પણ એ સર્વનાશિની સ્ત્રી પ્રત્યે ક્રોધ અને અશ્રદ્ધા એમને ટલાં વધ્યાં કે હું કોઈ રીતે એ ન ભૂલી શક્યો. પોતાની કુશિક્ષા અને અસંયમી સ્નેહને લીધે એ કુટુંબને કેવો ભયાનક દંડ ભોગવવો પડ્યો, એ સંભારી વિમાસી રહું છું.

# રાજધર્મ



ધૂમકેતુ

એકાંત મધુરી રાત્રી હતી. નવયૌવના સ્ત્રી હતી. સ્વરૂપવાન હતી. વળી પોતે જ પ્રેમ યાચી રહી હતી. પુરુષને એના કરતાં વધારે નશો બીજી કોઈ વાતનો ચડતો નથી.

મહારાજ છત્રસાલના જીવનમાં ઘણા કપરા પ્રસંગો આવ્યા હતા; આજે આડો આંક હતો. એમણે ઘણાં યુદ્ધો જોયાં હતાં: આજનું યુદ્ધ અજબ હતું, એક ઘડીભર તો મહારાજ છત્રસાલ વિચારનિદ્રામાં પડી ગયા.

'પણ બાઈ, તમે તો મને તેડાવ્યો છે, તમારું દુઃખ કહેવા અને દુઃખ તો તમે કહ્યું નહિ!'

'દુઃખ? ના, ના, મેં તો કાગળમા લખ્યું હતું—વેદના-વ્યથા-શરીરને તાવી નાખનારી મહાવ્યથા.'

'તમારું નામ?'

'પ્યારીબાઈ ભાટિની'

'ત્યારે તમારી વ્યથા જણાવો.'

'વ્યથા—તો મહારાજ...' એકઘડીભર એના મોં ઉપર સ્ત્રીસહજ શરમની સુરખી પથરાઈ ગઈ. પણ એથી તો એનું નવયૌવન વધુ શોભી ઉઠ્યું: વધુ આકર્ષક પણ બની ગયું.

દરેક સ્ત્રીને ખબર હોય છે—અને પ્રેમ યાચવા જેટલી ધૃષ્ટ બનેલી મોહમુગ્ધ સ્ત્રીને તો વધારે ખબર હોય છે કે—એના અપૂર્ણ જવાબોમાં એનો સંપૂર્ણ વિજય રહ્યો છે; એના અર્ધસંદિગ્ધ ઉત્તરોમાં રતિનાથનાં શર રહ્યાં છે; એની શરમભરેલી સુરખીમાં અજબ આકર્ષણ રહ્યું છે. પ્યારીબાઈ વધુ બોલી નહિ, પણ મોહ-નજરે મહારાજને નિહાળી રહી.

'પણ તમે મને કાગળ લખ્યો, દુઃખ કહેવા મારે તેડાવ્યો; હું રાજા તરીકે તમારી પાસે આવ્યો છું, અને તમારા દુઃખની સ્થિતિ તો જણાતી નથી.'

મર્યાદાનાં સઘળાં દ્વાર ધૃષ્ટતાએ જીતી લીધાં હતાં. પ્યારીબાઈ ભાટિની સ્વચ્છંદમાં આનંદ લેતી હોય તેમ બોલી: 'મેં તમને એટલા માટે જ તેડાવ્યા છે; હું અનાથ છું. પુરાણમાં સાંભળ્યું છે તેમ તમે મને સનાથ કરો. મારે એક તમારા જેવો જ પુત્ર જોઈએ છે—નહિતર સ્ત્રીહત્યા તમારે કપાળે આવશે જ.'

મહારાજ છત્રસાલ દિગ્મૂઢ બની ગયા: વિચારમાં પડી ગયા. પ્યારીબાઈના આત્મહત્યાના પાપથી ધ્રુજી ઉઠ્યા. ધીમે ધીમે શાન્તીથી—એમણે જવાબ વાળ્યો:

'તમે એમ કહ્યું કે તમારે પુત્ર જોઈએ છે, કાં?'

'બસ, હા મહારાજ!'

'અને તે પણ મારા જેવો જ, કાં?'

'હા, મહારાજ!'

પ્યારી ભાટિની બેચાર ડગલાં પાછળ હટી ગઈ.

'અરે મહારાજ! આમ ન હોય.' એમ બોલતી બેચાર ડગલાં વધુ પાછી હટી. અચાનક મહારાજ છત્રસાલ એના ચરણ પાસે લાંબા થઈને દંડવત્ પ્રણામ કરી રહ્યા હતા; માથું એના ચરણ પર મૂકીને બોલી રહ્યા હતા' 'મા, બોલો, મા! હું જ તમારો પુત્ર છું,—હું જ તમારો પુત્ર. બોલો મા, શી આજ્ઞા છે?'

અનંગભરમ શમાવવા ખરતા હોય તેમ પ્યારીબાઈ ભાટિનીનાં નેત્રમાંથી મહારાજ છત્રસાલના માથા પર આંસુ ખરી રહ્યાં હતાં.'

[જલબિંદુમાંથી]

'અમેરિકાથી પાછા ફર્યાં બાદ, સમાજ-સેવિકા તરીકેની પોતાની કારકીર્દિ તેમણે અમેરિકન મિશન દ્વારા શરૂ કરી. ત્યાં છ મહિના કામ કર્યા પછી સેવા-મંડળ નામની સંસ્થામાં કામ શરૂ કર્યું. પોતાના શિક્ષણનો લાભ પોતાની બહેનોને આપી શકાય એ હેતુથી ૧૯૪૨માં તેમણે વનિતાવિશ્રામ હાઈ-સ્કૂલમાં મદદનીશ શિક્ષિકા તરીકે કામ કરવા માંડ્યું. તે પછી એ જ સંસ્થાની પ્રાથમિક શિક્ષકોની ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે કેટલાક વર્ષ કામ કર્યું હતું. અમેરિકા ગયા પહેલાં તેમણે મુંબઈની સેવાસદન સોસાયટી, સેન્ટ્રલ વર્કર્સ સોસાયટી વગેરેમાં કામ કર્યું હતું. લગભગ એક વર્ષ સુધી રેશનાલીસ્ટ એસોસિએશનના સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. તેમજ 'નેશનલ કાઉન્સિલ ઓફ વિમેન્સ ઇન ઈંડિયા' તરફથી નીકળતી પત્રિકાના સંપાદિકા તરીકે તેમણે લગભગ દોઢ-બે વર્ષ કામ કર્યું. મુંબઈ સરકારની પ્રૌઢ શિક્ષણ સમિતિમાં, હિંદુસ્તાન સ્કાઉટ એસો-સિયેશનમાં અને યુનિવર્સિટીની સેનેટમાં છેલ્લા ચાર વર્ષથી તેઓ કામ કરે છે.

પરંતુ તન, મન, ધનથી પોતાની 'માનેલી સંસ્થા અખિલ ભારતીય મહિલા પરિષદ જ છે. આ સંસ્થાની મુંબઈની એક શાખાના તેઓ સેક્રેટરી છે.

૧૯૩૭માં ટોકિયો ખાતે મળેલી 'આંતર-રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ'ના પ્રતિનિધિ તરીકે હાજર રહેવાની તેમને તક મળી હતી. આ તકનો લાભ લઈને દોઢ મહિનાના પ્રવાસ દરમિયાન તેમણે જાપાનની અનેક શિક્ષણસંસ્થાઓની મુલાકાત લીધી હતી. એ વિષે તેઓ કહે છેઃ 'જાપાનમાં શિક્ષણની પ્રગતિ ભલે ગમે એટલી થઈ હોય, છતાં એની પ્રગતિ ને એનો પ્રકાર જોતાં મનમાં ચીડ ચડ્યા સિવાય રહેતી નથી ખોટા દેશાભિમાનની છાપ બાળકોનાં કુમળાં

## વસંત–વેણુ

ફરીને વસંત-વેણુ વાગે,
મધુર અવાજે વેણુ વાગે;
સકલ દિશાઓ જાગે !
ફરીને વસંત-વેણુ વાગે !!

પર્ણ ફૂટ્યાં કુમળાં હરિયાળાં,
પુષ્પ ખિલ્યાં જગ બાગ સુંવાળાં;
મસ્ત મરુત વહે સૌરભ સાથે,
કોકિલના સૂર ગાજે;
ફરીને વસંત-વેણુ વાગે !....

વૃક્ષ પરે વીંટળાતી વેલી,
ભાન ભૂલી વહે સરિતા ઘેલી!
સરવર માંહી સરોજ ખિલે,
ગુંજન ભ્રમર નિનાદે;
ફરીને વસંત-વેણુ વાગે !....

પ્રકૃતિના મદથી મલકાતી,
ચંદ્ર તણા પિયૂષે છલકાતી;
બની સજ્જ ધરતી રસઘેલી,
તલસે પ્રિયને કાજે !!
ફરીને વસંત-વેણુ વાગે....

અંતર ઊઠે મધુર પિપાસા,
જીવન જાગે નૂતન આશા;
ઊર્મી વહે ઉરબંધન તોડી,
પ્રિયના પ્રણય અવાજે !
ફરીને વસંત-વેણુ વાગે !....

મધુર અવાજે વેણુ વાગે,
વિશ્વ સકલ આ જાગે !
ફરીને વસંત—વેણુ વાગે !!

રમણલાલ વ્યાસ

મગજ પર પાડવામાં આવે છે. 'મિકાડો ખાતર મરવું' એ જ શિખવાય છે. સ્ત્રીઓ તરફની તેમની દૃષ્ટિ પણ વિચિત્ર હોય છે. સ્ત્રીઓને તે માત્ર સ્ત્રી હોવાથી જ કોઈ પણ જવાબદારીવાળી જગ્યા પર નીમવામાં આવતી નથી. લાયક હોય એવી કોઈ પણ શિક્ષિકાને મુખ્ય શિક્ષિકાની જગા કદી પણ આપવામાં આવતી નથી. એક જ સરખી જગા પર એક સ્ત્રી ને એક પુરુષ કામ કરે તો સ્ત્રીનો પગાર ઓછો હોય. કમનસીબની વાત તો એ છે કે, જાપાની સ્ત્રીઓ પ્રત્યે આવી ઉદાસીનતા બતાવવા છતાં તેમને કંઈપણ લાગતું નથી. તેમના મગજ પર પુરુષોના શ્રેષ્ઠત્વની છાપ દૃઢ થએલી હોય છે. એ કરતાં મારો ચીનનો અનુભવ નિરાળો જ છે કેટલીક બાબતોમાં તો અમેરિકા કે ઇંગ્લૅંડમાં પણ જે સ્વાતંત્ર્ય સ્ત્રીને મળતું નથી તે ચીની સ્ત્રી ભોગવે છે અનેક ખાતાઓમાં મુખ્ય અધિકારી તરીકે ચીની સ્ત્રીઓને કામ કરતી મેં જ્યારે જોઈ ત્યારે મને બારે નવાઈ લાગી હતી. ચીનનું વાતાવરણ મને એકંદરે અમેરિકન ધાટીનું જણાયું. એક વસ્તુ મને ખૂબ જ ગમી ગઈ અને તે શિક્ષક ને વિદ્યાર્થીઓના ચહેરા પર રમતું આનંદ-હાસ્ય.'

મુંબઈ મ્યુનિસિપાલીટીની શિક્ષિકાઓ સાથે તેમને ઘણી વાર સંસર્ગમાં આવવાનું થાય છે. સ્ત્રીઓ શિક્ષણ કાર્યમાં સુંદર રીતે કામ કરી શકે છે એવો તેમનો અનુભવ છે. પરંતુ એક વાત તેમને હંમેશાં ખટકે છે તે એ કે, શિક્ષકના ધંધામાં પગાર સારો મળતો હોવાથી પોતાની યોગ્યતા વિના અનેક સ્ત્રીઓ શિક્ષિકાનો ધંધો સ્વીકારે છે. એમનામાંથી કેટલીક સ્ત્રીઓ સંતોષકારક કામ ન બતાવી શકે એમાં આશ્ચર્ય નથી. તે જ રીતે પ્રથમિક શિક્ષક માટેના બે વર્ષની તાલીમ અધૂરી લાગે છે. એ કરતાં શિક્ષિકાના અભ્યાસક્રમની કક્ષા વધારવી જરૂરી લાગે છે.'

'શિક્ષણખાતાનો બધો કારભાર સ્ત્રીઓ જવાબદારીપૂર્વક ઉપાડી શકે કે કેમ?' એ પ્રશ્નના જવાબમાં કપિલાબહેન જણાવે છે કે 'મને એ વિશે પૂરો વિશ્વાસ છે.'

શિક્ષણશાસ્ત્ર વિષે તેમણે ખૂબ વાંચ્યું છે. જુદા જુદા દેશોની શિક્ષણસંસ્થાઓ જોઈ છે. મુંબઈ મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટીના સેક્રેટરી હોઈ તેમને શિક્ષણક્રમનો સુંદર અનુભવ છે. આ નજરે યુદ્ધોત્તર શિક્ષણ યોજના માટે પ્રસિદ્ધ થએલ સાર્જન્ટ કમિટીના હેવાલ વિષે તેઓ કહે છે કે, 'એ યોજના યોગ્ય રીતે અમલમાં આવે તો તેથી હિંદની કેળવણી વિષયક પ્રગતિ ઝડપી બની શકે એમાં શક નથી. પરંતુ એ કામ રાષ્ટ્રીય સરકાર દ્વારા જેવું થાય તેવું પરદેશી સરકાર દ્વારા થાય કે કેમ એ શંકાસ્પદ છે. તે જ રીતે તેમાં ચાળીસ વર્ષનો જે સમય-મર્યાદા છે તેને વીસ પચીસ વર્ષમાં સહેલાઈથી આણી શકાય. એકંદરે આ યોજના મને પ્રગતિશીલ લાગે છે.'

મુંબઈ મ્યુનિસિપલ કમિટીના પહેલા સ્ત્રી-સેક્રેટરી તરીકે તેમને સંબોધતાં કપિલાબહેને જણાવ્યું હતું કે, 'આ માન એક સ્ત્રીને મળવા બદલ મને જરૂર અભિમાન થાય છે, પણ પુરુષો કરતાં સ્ત્રીઓ ઉતરતી છે એ માન્યતા હજુ હિંદમાં ઘર કરી રહી છે તેનું શું?

'એક સ્ત્રીના હાથ નીચે કામ કરવામાં જ આજે ૧૯૪૫ માં પણ પુરુષોને ઓછું જણાય છે, એ સાંભળીને આશ્ચર્ય થશે, પરંતુ એ મારો દુઃખદ અનુભવ છે.'

## સ્ત્રીઓની સ્વર્ગભૂમિ ગણાતા અમેરિકાની

# કુશળ ગૃહિણીઓ

લેખિકા
શ્રીમતી સુધીરકુંવર

થોડા જ વખત ઉપર હું અમેરિકાનો પ્રવાસ કરીને પાછી આવી. અમેરિકા લડાઇમાં જોડાયું નહતું તે અરસામાં ત્યાં ગયેલી; અને પછી યુદ્ધ પુરૂં થતાં સુધી મારે ત્યાં રોકાઈ રહેવું પડયું. એ સમય દરમિયાન મેં એ પ્રદેશમાં ખૂબખૂબ જોયું. એ ઉપરથી કહી શકું, કે સ્ત્રીઓ માટે તો એ દેશ સ્વર્ગ સમાન છે.

જે જહાજમાં હું પાછી આવી તે જહાજમાં પણ એ જ ચર્ચા ચાલતી કે, 'અમેરિકા સ્ત્રીઓનો દેશ છે.' આપણા દેશમાં પરિવારની પ્રધાનવ્યક્તિ પુરૂષ ગણાય છે; પણ અમેરિકામાં એવું નથી. ત્યાં આખું કુટુંબ સ્ત્રીનું આશ્રિત ગણાય છે. આ જહાજમા એક શીખ સરદાર પોતાની બે પુત્રીઓ અને પત્ની સહિત હિંદમાં આવતા હતા. શ્રીમતી તેમની બન્ને પુત્રીઓને કહેતીઃ 'બેટી, હવે તમે ભારતમાં જાવ છો. તમે હવે આટલી છૂટછાટ ને આઝાદી નહિ ભોગવી શકો.' આ વખતે મને એ બન્ને બાળાઓ સાથે ઓળખાણ ન હોવાથી મને કાંઇ સહાનુભૂતિ થઇ નહિ. એ બન્ને બાળાઓ ખૂબ ચંચળ અને બોલકણી હતી. દરેક જણને એ પ્રશ્નોની ઝડી વરસાવી તંગ બનાવતી, પણ સહુ હસી દેતું. એ એક અમેરિકન શિષ્ટાચાર છે. બચ્ચાં ગમેતેટલું હેરાન કરે, પણ કોઇ એને કાંઇ કહેતું નથી. મોટી દીકરી ૧૮ વર્ષની હતી. તે પોતાની માતા સાથે સાહેલીની પેઠે છૂટથી વાત કરતી. પોતે કેવા વરને પસંદ કરે તેની પણ તે તેના પિતા સાથે છૂટથી ચર્ચા કરતી. મેં કહ્યું: 'હિંદુસ્તાનમાં કોઇ કન્યા પોતાના પિતા સાથે પોતાના પતિ સંબંધી ચર્ચા કરતી નથી.' એ સાંભળી એ કન્યાએ કહ્યું: 'ત્યારે તો ભારત—ગુલામ છે.' મને એની આ વક્રોક્તિ ઉપર ખૂબ ખરાબ લાગ્યું પણ એની સામે તો કન્યાની હાજરજવાબી માટે પ્રશંસા કરી.

હવે હું ભારતમાં પહોંચી ગઇ છું ત્યારે વિચાર કરૂં છું કે, અહીંઆ કન્યાઓને કેટલી દબાણમાં રાખવામાં આવે છે! મારી દીકરી જે ફક્ત ૧૦ વર્ષની છે તે પોતાના પિતા સાથે વાત પણ કરતી નથી. અને છ વર્ષનો નાનો પુત્ર છે તેને તો એના પિતાએ એકે વખત ગોદમાં લીધો નથી કે એકે વખત બચ્ચીઓ કરી નથી. અહિંઆ જો બાપ પોતાના પુત્રને તેડીને બહાર નીકળે તો એને નિર્લજ્જ કહેવામાં આવે છે, પણ અમેરિકામાં પિતા તો સંતાનોના મિત્ર પેઠે રહે છે. તે તેમને નવરાવે ધોવરાવે છે, ફરવા લઇ જાય છે અને તેમની સાથે રમે પણ છે; અને એથી માને પોતાના ગૃહકામમાં ખૂબ રાહત રહે છે.

હિંદમાં પુરૂષ પોતાની આવક પોતાને કબજે રાખે છે, અને સ્ત્રીઓને જરૂરતી વસ્તુ પોતે જ ખરીદીને લાવી આપે છે. અમેરિકામાં એથી ઉલટું છે. કમાય છે તો ત્યાં પણ પુરૂષ જ, પણ દરઅઠવાડિયે કે દરમહિને પોતે જે કમાયો હોય તે લાવી આખી રકમ પત્નીના હાથમાં સોંપે છે. પત્ની એમાંથી થોડી રકમ પતિને તેના ખીસ્સા—ખર્ચ માટે આપે છે અને બાકીનું પોતે ખર્ચે છે. કેમ કે ઘર ચલાવવાની જુમ્મેદારી તેને પોતાને શીર છે.

મેં જોયું છે કે, અમેરિકન સ્ત્રીઓ ગૃહકાર્યમાં જેવી નિપુણ છે તેવી ખર્ચાળ પણ છે. પતિની આવકમાં વધારો થતો જાય તેમ તેમ તેનું ખર્ચ પણ વધતું જાય છે. વિજળીના કબાટો (રેફ્રીજેટર—જેમાં કોઇ વસ્તુ બગડવા-

સંભવ નથી), વિજળીના સુઘરા, વિજળીના ઝાડુ વગેરે વસાવીને ઘરની વ્યવસ્થા જાળવે છે ને પોતાની મહેનત બચાવે છે. પતિ તેને આ ખર્ચ માટે એક અક્ષર પણ કહેતો નથી. એ સમજે છે કે, આથી એને પોતાને આરામ મળશે અને પત્નીનો ઘણો સમય અને મહેનત બચી જશે.

આપણા દેશમાં સ્ત્રીઓનું મુખ્ય કામ રસોઇ બનાવવાનું અને કુટુંબને જમાડવાનું છે; પરંતુ આ વિષયમાં પણ અમેરિકન સ્ત્રીઓ પાસેથી આપણને ઘણું શીખવાનું છે. તેઓ વિવિધ સ્વાદિષ્ટ વાનીઓ બનાવવામાં નિપુણ છે તે રીતે ભોજન પીરસવાની સુંદર કળામાં પણ પ્રવિણ છે. જો કોઇ દિવસ તેને કોઇ કારણસર ફુરસદ નથી હોતી તો પતિને તેની ઓફીસમાં ટેલીફોનથી કહી દે છે કે 'આજે હોટલમાં જમીને ઘેર આવજો.' ને પતિ હોટલમાં જમી-પરવારીને પછી જ ઘેર આવે છે.

આપણા દેશમાં રસોઇ તૈયાર કરી પતિની રાહ જોતી પત્ની બેસી રહે છે. પતિ કામકાજને કારણે કે બેચાર દોસ્તો સાથે ગપ્પાં મારવામાં રોકાઇ જઇ મોડા થાય તો પત્નીને રાહ જોઇને બેસી રહેવું પડે છે ને રસોઇ ઠરી જાય છે. અમેરિકન સ્ત્રી આવું બરદાસ્ત કરતી નથી. પતિને નિયત સમયે ભોજન માટે ઘેર આવવું જ પડે છે અને જો કામકાજને કારણે મોડું થાય તેમ હોય તો ટેલીફોનથી પત્નીને કહી દેવું પડે છે કે 'આજે કામ હોવાથી હોટલમાં જમી લઇશ.'

અને એ રીતે પત્નીને કોઇને ત્યાં મળવા જવું હોય કે સીનેમા, મીટીંગ કે જલસામાં જવું હોય, તો પણ પતિને હોટેલનો આશ્રય લેવો પડે છે. પણ આ રીતે રાંધવાની કડાકૂટ ઓછી રહેવાથી સમયનો ઉપયોગ દંપતી આનંદપ્રમોદ અને વાતચીતમાં ગાળે છે.

પોતાની પત્નીને આરામનો સમય મળે, તે સુંદર દેખાય અને વસ્ત્રાભૂષણોથી સજ્જ રહે એવું દરેક અમેરિકન પતિ ઇચ્છે છે. એટલા માટે એ તનતોડ મહેનત કરીને વધુમાં વધુ કમાવાની ઇચ્છા રાખે છે અને તેની પત્ની એ કમાણીના પૈસામાંથી પતિની ઇચ્છા પૂર્ણ કરે છે. ગમે તેટલી ઉમ્મરની સ્ત્રી પણ યુવતી દેખાવા પ્રયત્ન કરે છે. તે વ્યાયામ કરે છે ને સ્વાસ્થ્ય જાળવે છે. હોઠ રંગે છે અને રોજ નવા નવા શણગાર સજે છે.

સફળતાનું માપ ત્યાં ડોલર છે. જે પતિ વધારે કમાઇને ઘેર લાવે તે વધુ સારો પતિ ગણાય છે. એ રીતે ગૃહવ્યવસ્થામાં અને પોતાના શણગાર માટે જે વધુ ખર્ચ કરે તે ઉત્તમ પત્ની ગણાય છે. દરેક અમેરિકન પતિની ઇચ્છા હોય છે કે તેની પત્ની પાડોસીની પત્ની કરતાં સારો પોશાક પહેરે, સારા મકાનમાં રહે અને ખૂબ ખર્ચ કરી શકે. ઘણા અમેરિકનો હાર્ટફેઇલથી મરી જાય છે તેનું પણ આ જ કારણ છે. મોટે ભાગે દરેક અમેરિકન પુરુષ પોતાની પત્નીની અપેક્ષાએ ઘરડો દેખાય છે, કારણ કે તે દિવસ અને રાત કામમાં પીસાય છે. અમેરિકનોના સાર્વજનિક જીવનમાં આ એક મોટો દુર્ગુણ છે. છતાં આવી કઠિન તપશ્ચર્યા અને શ્રમભરી જિંદગીમાં તેમને સુંદર ઘર, સ્વાદિષ્ટ ભોજન, સ્વસ્થ સુંદર પત્ની અને રૂપાળાં બચ્ચાંનાં દર્શન થાય છે, એમાં એ પોતાની તપશ્ચર્યાને સફળ થયેલી માને છે.

આપણા દેશમાં પણ લોકો તપશ્ચર્યા કરે છે—એટલા માટે કે મરણ પછી સ્વર્ગમાં ઇન્દ્રની પરીઓ વચ્ચે રહેવાની ધન્ય ઘડી પ્રાપ્ત થાય. અમેરિકન પુરુષ પોતાના જીવનકાળમાં જ પોતાના બાહુબળથી પોતાને માટે સ્વર્ગ રચે છે ને તેની પત્ની તેને સહાય કરે છે.

આ દૃષ્ટિએ કહેવાય છે કે, અમેરિકન પરિવાર પૂર્ણ સુખી છે. અને જ્યાં સ્ત્રીઓ પોતાના તોર ઉપર મુસ્તાક હોય, પતિ અને પરિવાર માટે સ્વર્ગ રચવા પૈસા અને પતિની હૂંફ હોય ત્યાં કુશળ ગૃહિણીઓ સ્હેજે સ્વર્ગ ખોલે એમાં નવાઇ શી ? ભારતવર્ષની નારીઓને અમેરિકા પાસેથી આ સમજી લેવા જેવું છે.

# ૧૯૪૫નું નોબલ પારિતોષિક મેળવનાર પ્રતિભાવંત કવયિત્રી



## ગાબ્રીએલા મિસત્રાલ

સાહિત્યપ્રદેશમાં, આખી દુનિયાનું સૌથી મોટું બહુમાન કોઈ હોય તો તે નોબલ પારિતોષિક છે. ૧૯૪૫ ની સાલનું એ નોબલ પારિતોષિક તાજેતરમાં આપવામાં આવ્યું છે અને એક સ્ત્રી-સાહિત્યકારને ફાળે એ ગયું છે. ગ્રાબ્રીએલા મિસત્રાલ નામની એ દક્ષિણ અમેરિકન કવયિત્રી, એ રીતે, એ બહુમાન અગાઉ પ્રાપ્ત કરનાર બીજી પ્રતિભાવંત સ્ત્રી-સાહિત્યકારો—અમેરિકન નવલકથાકાર શ્રીમતી પર્લ બક, સ્વીડીશ લેખિકા કુ સેલ્મા લેગરલોફ, ઈટાલીયન લેખિકા ગ્રેસિયા દેલેદ્દા, ડેનમાર્કની નવલકથાકાર સિગ્રીડ ઉન્ડસેટની હરોળમાં બેસે છે.

ગાબ્રીએલા મિસત્રાલનો જન્મ દક્ષિણ અમેરિકાના ચીલી દેશમાં થયેલો છે. દક્ષિણ અમેરિકાના ઘણાખરા દેશોની માતૃભાષા સ્પેનિશ છે અને ગાબ્રીએલાએ એ ભાષામાં જ પોતાની કાવ્યમય ઊર્મિઓને વ્યક્ત કરી છે. જીવનનો મોટો ભાગ એમણે શિક્ષિકા તરીકે કામ કર્યું છે. એ ઉપરાંત લેખિકા અને વ્યાખ્યાતા તરીકે તથા રાજદ્વારી એલચી ખાતામાં પણ એમણે કામ કરેલું છે.

ગદ્ય પણ એમણે લખ્યું છે; પરંતુ પ્રધાનતઃ એ કવિ જ છે. યૌવનના આરંભથી જ એ કવિતા લખતાં રહ્યાં છે. એમનો પ્રથમ કાવ્ય-સંગ્રહ જે "Desolacion" એટલે 'વ્યથા' નામે ઇ. સ. ૧૯૨૨માં સ્પેનિશ ભાષામાં પ્રગટ થયેલો છે તેને કેટલાક વિવેચકો આજે પણ એમનો સર્વશ્રેષ્ઠ સંગ્રહ માને છે.

ચીલીના પ્રકૃતિ રમણીય પર્વતોના ગોદમાં લપાયેલા એક નાનકડા ગામડામાં, શિક્ષક પિતાને ઘેર, ૧૮૯૯માં એમનો જન્મ થયો. જે સુંદર ખીણમાં એ જન્મ્યાં અને ઉછર્યાં એના રૂપની મહેક એમની કવિતામાં પૂરેપૂરી ઝીલાઈ છે અને એમની કવિતાના વાંચકોને એ સુપરિચિત છે. એમનું મૂળ નામ લ્યુસીલા ગોદોય આલ્કાયાગા છે; ગ્રાબ્રીએલા મીસત્રાલ એ એમનું તખલ્લુસ છે. પણ આજે તો એ જાણીતું થયું છે., લગ્ન પ્રસંગે કે એવા કોઈ ઉત્સવટાણે મંગલ ટુક જેવી કવિતાઓ રચવાની આવડત એમના પિતામાં પણ હતી.

પંદર વર્ષની વયે, ગામડાની પ્રાથમિક શાળામાં એ શિક્ષિકા બન્યાં. દશ વર્ષ સુધી (૧૯૦૪ થી તે ૧૯૧૪ સુધી) એમણે જુદી જુદી કન્યાશાળાઓમાં શિક્ષણ આપવાનું કામ કર્યું. ૧૯૧૪મા એક એવો પ્રસંગ બન્યો, જેણે એમના આખા જીવનને પલટી નાખ્યું. ચીલીના પાટનગર સાન્ટીઆગો ખાતે કાવ્ય-રચનાની હરીફાઈ થઈ એમાં એમણે ભાગ લીધો અને એમાં એમની કવિતાને સર્વ પ્રથમ ઇનામ તરીકે એક સુવર્ણચંદ્રક અને પુષ્પમુકુટ મળ્યાં.

# નોબલ પારિતોષક મેળવનાર મહિલાઓ





કુ. સેલ્મા લેગર લોફ (૧૯૦૯)   શ્રી. ગ્રેઝિયા દેલેદ્દા (૧૯૨૬)   શ્રી. સિગ્રીડ ઉન્ડસેટ (૧૯૨૮)

એ વખતે એ એટલાં બધાં શરમાળ અને સંકોચશીલ હતાં કે એમના કાવ્યો વંચાયાં, પરીક્ષકોએ પોતાનો નિર્ણય આપી ઈનામ જાહેર કર્યું અને લોકોએ તાળીઓના ગગડાટથી એ નિર્ણયને વધાવી લીધો ત્યારે પોતે તો એ વિશાળ સમુદાયમાં અજ્ઞાત જ છુપાયેલાં રહ્યાં હતાં. 'મૃત્યુને' ઉદ્દેશીને લખેલાં એમનાં ત્રણ સોનેટો માટે એને આ વિજય મળેલો. એ વખતે એમની વય પચ્ચીસ વર્ષની હતી.

દક્ષિણ અમેરિકાની કવિતા-શોખીન પ્રજામાં આ પ્રસંગથી મીસત્રાલનું નામ જાણીતું થયું. પાઠ્યપુસ્તકોમાં એમનાં કેટલાંક કાવ્યો અને ગદ્યખંડો લેવામાં આવ્યાં. ટાગોરની કવિતાના અનુવાદ ઉપર નોંધ લખવાનું આમંત્રણ મળ્યું અને અખબારો તથા સામયિકોમાં પ્રસિદ્ધ થતાં એમનાં કાવ્યોએ સમસ્ત સ્પેનિશ ભાષી દેશોમાં એમનું નામ અને સ્થાન કાયમ કર્યું.

૧૯૨૨માં ન્યુયોર્કની કોલમ્બીઆ વિદ્યાપીઠના સ્પેનિશ ઇન્સ્ટીટ્યુટે એમની કવિતાનો પ્રથમ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો. એ જ વર્ષમાં, મેક્સિકોના કેળવણી પ્રધાને ગામડાંની પ્રાથમિક શાળાઓમાં નવા સુધારા દાખલ કરવા કુ. મીસત્રાલને મેક્સિકો આવવા આમંત્રણ આપ્યું.

એ પ્રસંગે કુ. મીસત્રાલ ચીલીમાંથી પહેલી જ વાર બહાર નીકળ્યાં. મેક્સીકોમાં બે વર્ષ સુધી કેળવણી વિષયક કાર્ય કરીને એ ત્યાંથી યુરોપ ગયાં. ત્યાં સ્પેનના પાટનગર માડ્રીડમાં એમનો બીજો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો. 'તર્નુરા' નામના એ બાળકાવ્ય સંગ્રહમાં બાળકો માટેનાં કાવ્યો છે. યુરોપથી એ પોતાને સ્વદેશ—ચીલી પાછાં ફર્યાં ત્યારે ચીલીની સરકારે એમને ખૂબ માન આપ્યું અને લીગ ઑફ નેશન્સની બૌદ્ધિક સહકાર માટેની સમિતિમાં ચીલીના પ્રતિનિધિ તરીકે એમને નીમ્યાં. ૧૯૩૦માં એમને યુનાઇટેડ સ્ટેટ્સની કોલેજોમાં વ્યાખ્યાનો આપવાનું આમંત્રણ મળ્યું.

પોતાના દેશને સંસ્કારક્ષેત્રે ઉજ્જ્વળ બનાવનાર વિભૂતિઓને નિજના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આજે પણ જે થોડાક દેશો અભિમાન લે છે એમાં ચીલીનો પણ સમાવેશ થાય છે. ૧૯૩૧થી તે આજસુધી કુ. મીસત્રાલ પાર્લેમો, મેડ્રીડ, લીસ્બન, રીઓ ડી જેનેરો અને બીજાં પાટનગરોમાં ચીલીના કૉન્સલ (વકીલ) તરીકે કામ કરતાં રહ્યાં છે. અત્યારે તે બ્રાઝીલમાં, પેટ્રોપોલીસમાં ચીલીનાં કૉન્સલ છે.

# નોબલ પારિતોષક મેળવનાર મહિલાઓ





શ્રી. પર્લ બક (૧૯૩૮)

મેડમ ક્યુરી (૧૯૧૧) અને તેની પુત્રી ઇરીન ક્યુરી (૧૯૩૫)

કુ. મીસ્ત્રાલનું જીવન સફળતા અને સન્માનના અમૃતકટોરા પીવામાં જ ગયું છે એમ નથી, વેદનાનું વિષ પણ એમને ભરપુર પ્રમાણમાં મળ્યું છે. સામાન્ય રીતે ચીલીમાં જ્યાં સ્ત્રીઓ અપવાદરૂપે જ જાહેરમાં બોલે છે અથવા લખે છે ત્યાં, એમની પ્રવૃત્તિઓને ધૃષ્ટ અને દુષ્ટ લેખની નિંદા પણ એમના પર વરસી ગઇ છે. પ્રબળ પ્રણયવેદનાથી ભરપૂર એમનાં પ્રથમ કાવ્યોમાં એમના પ્રેમિકના આત્મઘાતની કથા, જે ખુલ્લી રીતે કહેવામાં આવી છે, તેને લીધે કેટલાયના માનસને આંચકો લાગ્યો છે. રૂઢિચુસ્ત ધાર્મિકોને એમનાં કાવ્યોમાં ધાર્મિકતાનો અભાવ જણાયો છે. રાજકીય વિચારોમાં આ વાઙ્મય સેવીની પ્રગતિશીલતાએ કેટલાંય પ્રત્યાઘાતીઓને દુભવેલ છે.

કુ. મીસત્રાલનાં કાવ્યો અને અન્ય લખાણોમાં ઊંડી કરુણા વહ્યા કરે છે. એની ખૂબી એ છે કે, લાગણીને ધીરગંભીર બનાવીને એમાંથી સાચો સાહિત્યરસ નિપજાવી શકે છે. બાલ્યકાળમાં પોતાના પ્રેમીએ કરેલી આત્મહત્યા, ત્યારપછી એમના લાડીલા ભત્રીજાએ કરેલો આત્મઘાત, ત્યાર પછી ફ્રાન્કોએ કત્લેઆમ કરીને કાઢી મૂકેલાં સ્પેનવાસીઓનાં બાળકોને અપનાવવાનો દક્ષિણ અમેરિકા દેશોનો નકાર–એવા એવા દર્દભર્યા પ્રસંગોએ એમનાં કાવ્યઝરણને વહેતું કર્યું છે. એ ઉપરાંત શિક્ષકના કાર્યની મહત્તા તથા ગામડાંનાં બાળકોનાં સરલ, ભૂખ્યાં હૈયાંનું આલેખન એમના સાહિત્યમાં સચોટ રીતે થયેલ છે. ચીલીના એક વિવેચકનું માનવું છે કે, વંધ્ય નારીના હૃદયની વેદનાનું કુ. મીસત્રાલનું ચિત્રણ એમના સાહિત્યને ચિરંજીવતા અપાવે એવું છે.

'દેસોલાશીઓ' અને 'તેર્નુર' ઉપરાંત 'ત્રાલા' નામનો ત્રીજો સંગ્રહ પણ પ્રસિદ્ધ થયો છે. ફ્રેન્ચ, જર્મન, સ્વીડીશ, ઇટાલીયન, વગેરે ભાષાઓમાં એમનાં કાવ્યોના અનુવાદ થયાં છે. આધુનિક સ્પેનિશ અમેરિકન કવિતાના અંગ્રેજી સંગ્રહોમાં છૂટક છૂટક એમનાં કેટલાંય કાવ્યો અનુવાદ પામી સંઘરાયાં છે, પરંતુ એમનાં કાવ્યોના અંગ્રેજી અનુવાદોનો સળંગ ગુચ્છ હજી સુધી બહાર પડ્યો નથી.

# શ્રી. અરૂણા અસફઅલીની



## રસપ્રદ હકીકત

શ્રી. અરૂણા અસફઅલીનો વિસ્તૃત જીવન-પરિચય 'શ્રીજીવન' માસિકના ગયા વર્ષના શ્રાવણ માસના અંકમાં આપેલો છે. તેઓ જાહેર થયા પછી લાહોરના 'વીરતારતે' શ્રીમતી અરૂણા સંબંધે રસપ્રદ વીરતા બહાર પાડી છે. તે પત્રના જણાવ્યા મુજબ, કેપ્ટન બદ્રૌનુદ્દીન સામે કેસ ચાલતો હતો ત્યારે તેઓ લાહોરમાં ગયાં હતાં. સીમલા પરિષદ દરમ્યાન તેઓ સીમલામાં જ હતાં. અને મુંબઇમાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક દરમ્યાન તેઓ મુંબઇમાં હાજર હતાં. કલકત્તામાં કોંગ્રેસ કારોબારી સમિતિની બેઠક દરમ્યાન તેઓ પોતાના સ્વામી બેરીસ્ટર અસફ-અલીને મળ્યાં હતાં. આ બધો સમય છૂપી પોલીસે તેમની ધરપકડની પેરવી ચાલુ રાખી હતી. મુંબઈ ખાતેની કોંગ્રેસની મહાસમિતિની બેઠક દરમ્યાન પોલીસને શ્રીમતી અરૂણાની હાજરીની ગંધ આવી હતી, તો પણ તેમને પકડવામાં નિષ્ફળતા મળી હતી. અગાઉ શ્રી. જયપ્રકાશ નારાયણ અને શ્રીમતી અરૂણા અસફઅલી કલકત્તામાં સાથે હતાં ત્યારે પણ તે પકડાતાં બચી ગયાં હતાં.

જ્યારે શ્રી. અસફઅલી વિલિંગ્ડન હોસ્પિટલમાં સારવાર હેઠળ હતા ત્યારે એક પોલિસ અધિકારીના ફળદ્રુપ ભેજામાં એ વિચાર આવ્યો કે શ્રી અરૂણા પરિચારિકાનો પોશાક પહેરી તેમની સારવાર કરી રહ્યાં છે. તરત જ તપાસ શરૂ થઈ. જે પરિચારિકા બહેન એમની સારવાર કરતાં હતાં તેમનું માપ સુદ્ધાં લેવામાં આવ્યું અને જ્યારે પોલીસને એવી ખાતરી થઈ કે શ્રી. અરૂણાની ઊંચાઇ પરિચારિકાની ઉંચાઇથી વધુ છે ત્યારે તેમને જંપ વળ્યો હતો.

એકવાર એમને ચેતવણી આપવામાં આવી કે, તેઓ જે જગ્યાએ છુપાઈ રહ્યાં છે તે સ્થાન ઉપર પોલીસની નજર છે, એટલે એમને માટે પ્રશ્ન ઉભો થયો કે, હવે ક્યાં જવું? એ જ સવારે એક વર્તમાનપત્રમાં જાહેર ખબર હતી, કે કોઈ અંગ્રેજ કુટુંબ કોઇ યુરોપિયનને પોતાના ખર્ચે અતિથિ તરીકે રાખવા તૈયાર છે. તરતજ એક ભાડાની મોટર લઇ અરૂણા ત્યાં પહોંચી ગયાં. તેમના વ્યક્તિત્વ અને સૌંદર્યના પ્રભાવથી અંગ્રેજ બાઇ એટલી અંજાઇ ગઇ, કે તેણે અરૂણાને પોતાને ઘેર આશ્રય આપ્યો અને પોલીસનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

એક બીજા પ્રસંગે જ્યારે અરૂણા જે ઠેકાણે છૂપાઈ રહેતી હતી તે ઘર માલીકના એક મિત્ર મોટા સરકારી અમલદાર હતા તે તેમને મળવા આવ્યા. તેમની વચ્ચે એવો સારો ઘરોબો હતો કે તેઓ સીધા ઓરડામાં આવીને ઉભા રહ્યા. અરૂણા અને તેઓ બન્ને એક બીજાને સમક્ષ જોઇને સ્તબ્ધ બની ગયાં, ને ચીંતાતુર બન્યાં, પણ અરૂણાએ પોતે જ વાત સંભાળી લીધી. તેણે હસીને આવનારનું સ્વાગત કર્યું અને ખુરશી આપીને તેમને બેસાર્યો, એટલું જ નહિ, પણ તેમની સાથે બે કલાક વાતો કરી અને પોતાને ઘર મહેમાનનું સ્વાગત કરતી હોય એમ એમની આગતા સ્વાગતા પણ કરી.

# ગૃહિણીધર્મની



# તાલીમ

મૂળ લેખક :

**શ્રી રામનાથ 'સુમન'**

અનુવાદક : 'જ્ઞાનભિક્ષુ'

**ઘ**રમાં આવનારી નવી વહુની બહુ સંભાળ રાખવાની જરૂર છે કેમકે ઘર, કુટુંબ અને સમાજને અનુકૂળ તેને તૈયાર કરવાનું-કાર્ય કાંઇ હાંસી-ખેલ નથી; એને પૂરૂં કર્યાં સિવાય દાંપત્યજીવનમાં સુખ મેળવવાની ઉમેદ રાખવી એ આકાશ કુસુમવત્ છે.

દાંપત્યજીવનમાં સુખ અને શાંતિ સારૂ સ્રીનું શિક્ષણ બહુ આવશ્યક છે. પરંતુ શિક્ષા એટલે અક્ષરજ્ઞાન અથવા પુસ્તકીયું જ્ઞાન એવો મારા કહેવાનો મતલબ નથી. શાળામાં અને કૉલેજોમાં છોકરીઓને જે તાલીમ આજ-કાલ આપવામાં આવે છે, તે જિંદગીની જરૂરિયાતો તરફ ધ્યાન આપ્યા સિવાય આપવામાં આવે છે. આઠ-દસ વર્ષ અથવા તેનાથી પણ વધુ સમય આપણે શિક્ષણ પાછળ ખર્ચીએ છીએ, પણ કેવળ અફસોસની વાત છે, કે આગળ ઉપર જીવનમાં આ શિક્ષણ બહુ ઓછું ઉપયોગમાં આવે છે. આપણા જીવનનો એક બહુ કિંમતી વખત આમ જ. વીતી જાય છે. આપણી મહેનત પ્રાયઃ વ્યર્થ જાય છે. કેળવણી પાછળનું ખર્ચ એક રીતે આપણી મૂડીના રોકાણ જેવું ગણાવું જોઇએ, પણ આજની કેળવણીને લીધે એનો બદલો મળવો તો દૂર રહ્યો, પણ ખુદ.મૂડી જ ડૂબી જાય છે.

કન્યાશાળાઓમાં અને કોલેજોમાં પણ હાલમાં લાખો છોકરીઓ ભણી રહેલ છે. દર વર્ષે હજારો છોકરીઓ હાઇસ્કૂલોમાંથી અંતિમ પરીક્ષાઓમાં સફળ બનીને બહાર નીકળે છે; અને જેમને ઇશ્વરે સાધન દીધેલ છે, તેઓ કૉલેજોમાં પણ જાય છે.

ઉચ્ચ . શિક્ષણ પામેલી છોકરીઓમાંથી કેટલી એવી પણ માલૂમ પડે છે, જેનું વિવાહિત જીવન સફળ બની શકે એવું હોય છે. જેના જીવનમાં અતૃપ્તિ કે અશાન્તિ હોતી નથી, જે પોતાની પાછલી જિંદગી પર સહાનુભૂતિની નજર નાખી શકે છે, જે પોતાના વર્તમાન જીવનથી સંતુષ્ટ હોય છે અને જે ભવિષ્ય તરફ આશાપૂર્ણ દષ્ટિએ નીરખે છે એવી કેટલી છોકરીઓ દેખાય છે? જે કંઇ જોવામાં આવે છે, તે તો આથી બરાબર ઉલટું લાગે છે.

એ સાચું છે, કે ભણેલી છોકરીઓ આનો ઇન્કાર કરશે, શિક્ષિત સંપ્રદાય આની ઉપર પ્રશ્નચિહ્ન લગાવશે; પણ આનુ કારણ એ છે, કે આધુનિક કેળવણી-પદ્ધતિએ આપણને આત્મવંચનાની કલામાં પારંગત કરી દીધાં છે. જ્યારે આપણે અંદર સીઝાઇ રહ્યાં છીએ 'ઘુટઘુટ કરીને મરી રહ્યા છીએ', ત્યારે પણ આપણે લોકોને એવું જ કહેવાનું પસંદ કરીએ છીએ કે 'કાંઇ બન્યું નથી અમે મઝામાં છીએ'! સત્ય પર આબરૂ અને દર્પની જૂઠી ધારણા પડદાની પેઠે પડી છે. વળી, શિક્ષિત છોકરીઓ બોલવાનું જાણે છે-અનેક પ્રકારની વીચાર-ધારાઓ વડે પોતાના મનના અસલ ભાવોને

અને સ્થિતિઓને છુપાવી શકે છે, છુપાવે પણ છે!

જે શિક્ષણ તેમને મળ્યું છે કે મળી રહેલ છે, તે તત્ત્વતઃ ખરાબ છે એમ પણ નથી. તેમાં પ્રશંસનીય પણ છે; તેમાં કલ્પનાશક્તિ અને બુદ્ધિના વિકાસની ગુંજાશ પણ છે. જે ચીજ ખૂંચે છે, તે તો તેનો ખોટો ઉપયોગ છે. ભાવી જીવનના ઉપયોગનો ખ્યાલ કર્યા સિવાય શિક્ષણનો પ્રયોગ એ નાદાની છે; અને સહુ કોઇને એક જ સરખાની શિક્ષા દેવી પણ ઠીક નથી. એટલે શિક્ષિત છોકરીઓને મહજીવનમાં પોતાની વિદ્યાનો કાંઇ ખાસ (વિશિષ્ટ) ઉપયોગ મદદગાર બનતો નથી; કેમ કે શિક્ષણ દેતી વખતે તેના ભાવિ જીવન વિષે કશો સ્પષ્ટ વિચાર જ શિક્ષકોના મનમાં અથવા પાઠ્યક્રમ તૈયાર કરનારની સામે હોતો નથી

એટલા ખાતર જ્યારે હું એમ કહી રહ્યો છું, કે દાંપત્યજીવનના સુખ માટે સ્ત્રીને શિક્ષણ બહુ જરૂરી છે, ત્યારે હું અક્ષરજ્ઞાન અથવા પુસ્તકીયા જ્ઞાનની વાત નથી કરી રહ્યો. મારી મતલબ એવી તાલીમ (Training) અથવા તૈયારીથી છે, જે સ્ત્રી માટે દાંપત્યજીવનમાં પોતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન સમજવા માટે અને તે સ્થાનની જવાબદારી ઠીક તૌર પર નિભાવવા માટે જરૂરી છે.

સ્ત્રીને સમજાવવાની તથા તેની અંદર પેદા કરવાની જરૂર જેવી સહુથી પહેલી આવશ્યકતા એ છે, કે તે સહિષ્ણુ અને—સહનશીલ થાય. સ્વપ્નોની પાંખો પર ઊડનારી નારીનું—ભલે તે કાવ્યની દુનિયાની રાણી જ હોય, તેનું—દાંપત્યજીવનમાં કશું ય મહત્ત્વ નથી; ઊલટું, તેને માટે તે એક અભિશાપ છે!

જિંદગીમાં દુઃખ—સુખ જોડાયલાં જ રહે છે. ચાર માણસ ભેગાં રહે છે—મળે છે, ત્યાં ક્યારેક ક્યારેક થોડી ખટપટ પણ અનુભવાય છે; એવી જ રીતે કુટુંબમાં પણ બધી તરેહના લોકો હોય છે. સ્ત્રીને આ સર્વ સાથે વર્તાવ કરવો પડે છે. એ ઉપરાંત, કુટુંબમાં ક્યારેક માંદગી—સાજગી આવે છે. ક્યારેક કોઇક કામ—પરોણા ઊભાં થાય છે, તો ક્યારેક કોઈ એવો બીજો પ્રસંગ પણ સામો ખડો થાય છે. કોઇક આવે છે, તો કોઇકને જવાનું બને છે. જન્મ, મરણ, લગ્ન, તહેવાર, વગેરે—મતલબ કાંઇક ને કાંઇક લગભગ હમેશાં આવ્યે જ જાય છે—જીવન સાથે જોડાયેલું જ હોય કે રહે છે. નાની શી નવવધૂ—એને ચારે તરફ પિસાવું પડે છે: બધાં જણે તેને ખેંચે છે! બધાંની દિલજોઈ તેને કરવી પડે છે; બધાંની વાત તેણે સાંભળવી પડે છે. આવી લંબાનાર મહેનત અને ચિંતાની જિંદગીમાં, કેવળ ભાવનાઓના બળ પર કોઇ સ્ત્રી વધુ દિવસ ટકવી શક્તિ નથી. ભાવુક નારીને એવી જિંદગીમાં રુદન—જ—રુદન આવે છે. ઉષા જેવા સોનેરી બાળપણના દિવસો તેને યાદ આવે છે; તેને માનો દુલાર અને પિતાનો સ્નેહ યાદ આવે છે; તેને સખીઓની સાહેલીઓની ચુહલબાજી અને ઠીઠીયારી સાંભરે છે; અને પછી તે વિચારે ચડે છે, કે 'કેવાં કેવાં અરમાન લઇને હું અહીં આવી હતી?'

મારે કહેવું જોઇએ, કે એવી સ્ત્રી લગ્ન કરીને કદી સુખી થઇ શકતી નથી.

સુખી તો એ સ્ત્રી બની શકે, જે પોતાના ભૂતકાળને—વીતેલા જમાનાને ભૂલી જાય છે; અને કલ્પનાઓને છોડીને જે કાંઇ તેની સામે પ્રત્યક્ષ હોય છે તેને જ સહારે, સચ્ચાઇ સાથે પોતાના ગૃહસ્થાશ્રમ (ગૃહસ્થજીવન)નું નિર્માણ કરવાને લાગી જાય છે; જે હતું અથવા બની શકનાર હતું, તેની કલ્પના એ સમજદાર સ્ત્રી દૂર કરી દે છે. જે છે નહીં તેની ઉપર દુઃખી થવાને બદલે તેની જગ્યાએ જે હાજર હોય તે (સંયોગ)ને લઇને- સંસ્કાર અને વિકાસ કરીને એક સુખી અને તૃપ્ત જીવનની રચના

કરવાને તત્પર, એવી નારી વિવાહિત જીવનની દેવી બની શકે છે.

આને સહિષ્ણુતાની—સહનશીલતાની તાલિમ તે માતાપિતાનું અને તેથી પણ વધુ પતિનું પહેલું કર્તવ્ય છે. વિવાહિત જીવનમાં સંતોષ અને ક્ષમાની વૃત્તિ તે કવચ છે; તેની ઉપર વિપત્તિઓના અનેક પ્રહાર વિફળ બની જાય છે.

બીજી બાબતઃ નારીમાં ઉદાર હૃદયનો વિકાસ કરવો તે છે. પરિસ્થિતિ, વાતાવરણ, સંસ્કાર અને ઘરના પ્રાણીઓ સુધી સહાનુભૂતિ સંકુચિત બની જવાને કારણે ઉદાર માતાઓનો સમાજમાંથી લોપ થઇ રહ્યો છે. પ્રાયઃ નારી અનુદાર અને સંકુચિત બની જાય છે. તેની સંકુચિતતાને દૂર કરીને તેની અંદર ઉદાર હૃદય પેદા કરવાનું કામ પતિનું છે. કેવળ વાણી વડે ઉપદેશ દેવાથી એ થશે નહિ. જ્યાં સુધી પતિ પોતાના આચરણથી આ પ્રકારની તાલિમ નહીં આપે, ત્યાં સુધી એનું કશું વિશેષ ફળ (પરિણામ) આવશે નહીં. પતિએ સમજવું જોઇએ, કે ઘર સ્વયં એક નાનકડો સમાજ છે. નારી આ સમાજની રાણી છે. જો કે તેનું હૃદય પતિમાં કેન્દ્રિત હોય છે, તો પણ તેને બધાની તરફ દેખવું પડે છે. પતિનો પ્રેમ અને તેની પ્રત્યેની શ્રદ્ધા વડે તે બળ ગ્રહણ કરે છે, તે જ તેનું કવચ છે. તે કેવળ રમણી જ નહિ, પરંતુ પુત્રી, પત્ની, માતા અને બહેન પણ હોય છે. તેણે કેન્દ્રની ચારે બાજુ ફેલાયેલાં અનેક બિંદુઓનું પોષણ કરવું પડે છે. સાસુ અને સસરો તેની પાસેથી સેવા ચાહે છે—અને તેઓ ઇચ્છે છે, કે લક્ષ્મી શી એક વહુ આવીને તેમના ઘરના અભાવોને પૂરા કરી આપે. વહુએ પોતાના વિનય, સરળતા અને પ્રેમથી તેમના હૃદયમાં તેમની પુત્રીઓના સાસરવાસે ચાલ્યા જવાથી જન્મેલા ખાલી સ્થાનને ભરી કે પૂરી દેવાનું છે; તેને એવું બનવાનું હોય છે, કે દેરાણીઓ તેને મેળવીને એમ સમજે, કે તેમની મોટી બહેન આવી ગઇ છે; નણંદો ફૂલની પેઠે ખીલી ઉઠે! મતલબ તેણે સઘળાંની જરૂરતોની આગાહી રાખવી પડે છે અને સર્વ કોઇને સંતુષ્ટ તેમ જ સુખી કરવાનો યત્ન કરવો પડે છે. આમ એક સાથે તેણે કેટલાય પ્રકારે સેવા ઉઠાવવી પડે છે; અને એમાં જ તેની જિંદગીની સર્વથી કઠિન પરીક્ષા થાય છે.



કરાચીમાં ભાષણ કરતાં વિજયાલક્ષ્મીએ જણાવ્યું હતું કે, 'હિંદની લડત એ શાહીવાદી પકડમાંથી મુક્ત થવાની એશિયાની લડત છે. અમેરિકાની અંદર બ્રિટીશ પ્રચારે હિંદની સાચી પરિસ્થિતિ ઉપર ઢાંકપિછોડો કર્યો છે. અમેરિકનો હિંદને ગુલામીમાં સબડતા દેશ તરીકે પીછાને છે. તેઓ ગાંધી અને નહેરૂ, મહારાજાઓ, અને હિંદ-મુસ્લીમ મતભેદો વિષે જાણતા હતા' હિંદી સમાચારો પ્રગટ કરવામાં બ્રિટીશ સત્તાધીશો અને અમેરિકન અખબારો વચ્ચે સમજૂતિ થએલી હોવાનું તેમનું મંતવ્ય છે.

આ માટે સહુથી મોટી વાત તો એ છે કે તેને પોતાનાં માતૃત્વના ગૌરવનો બોધ મળે; તે સમજે, કે તે મા છે—સમાજની માતા છે.

એટલે સ્વભાવતઃ તેણે કષ્ટ પણ પોતાની પદ-મર્યાદાને અનુકૂળ જ સહન કરવાનું હોય છે. કોઇ પણ એવી સામાન્ય સ્ત્રી નહિ હોય, જેનું હૃદય માના પુકાર પર ઊઘડે નહીં. એ એક શબ્દ—એક—એક સંબોધન—તેની અંદર યુગયુગથી સંચિત થઇ રહેલા ભાવ—રાશિને ઉભરાવી લે છે. હૃદયની ગહરાઇ વડે તે તેવા શબ્દનો ઉત્તર દેવાનું ચાહે છે. જે નારી પોતાના આ ગૌરવને સમજે છે, તે કુટુંબનું કોઇપણ કામ કરતી વખતે કંટાળાઓ અને બોજને કારણે અધીર નથી બનતી; કેમકે તે મા છે એટલે તેણે તો દેવાનું—જ—દેવાનું છે. તેણે તો જરા જરા કરીને રજે રજ બધાને ખવરાવવાનું જ છે! તેણે તો પોતાના રક્ત—માંસ વડે સંતતી અને સમાજની રચના કરવાની છે. તેનું દાન કદી સમાપ્ત થતું નથી. તે સમાજની ચિરજાગ્રત અન્નપૂર્ણા છે.

આવી સ્ત્રી કામની ભીડમાં નાક કે ભવાં ચડાવતી નથી. તેને દરેક કામમાં એક જાતનો રસ આવે છે. દરેક કામમાં તે નિજત્વનો અનુભવ કરે છે. હસતાં—હસતાં તે દિવસોનું કામ કલાકોમાં પૂરું કરી લે છે. તેને માટે દિવસ પહાડમાંથી ફૂલ જેવો બની જાય છે!

આથી વિરૂદ્ધ જે સ્ત્રીઓ પોતાના આંતરિક ગૌરવનો અનુભવ નથી કરતી, તેઓ સદા પોતાના કષ્ટોનું રોદણું રડ્યા કરે છે. તેમના દુઃખડાનું રજિસ્ટર કદી બંધ નથી પડતું. પતિ જ્યારે ઠંડા પાણીનો એક ગ્લાસ માગે છે, ત્યારે તે મોટા આળસ અને કષ્ટનો ભાવ જણાવતી ઊઠે છે. જલદી—ઝડપે કરવાનું કહેવા પર તે કહે છે, કે 'તમે તો હથેલી પર સરસવ ઉગાડવાનું ચાહો છો—મારી અંદર તે કાંઇ વીજળી વસી છે, કે ઝટ પહોંચી જાઉં?'

બાળકો માતા પાસે આવીને લાડ કરે છે, તેને ઘેરે છે, તેના ગળાને હાથ વિંટાળે છે અથવા તેઓ ચારે બાજુ બાલસહજ કિલકિલાટ કરી મૂકે છે; ત્યારે એવી માતા કહે છે કે 'બાપ રે બાપ! આસમાન શિર પર ઉઠાવી લીધું!' તે દરેક કામ દાસી—મજૂરણ—માફક કરે છે. કોઇ પણ કામ કરતી વખતે તેના હૃદયમાં ઉત્સાહ કે પ્રસન્નતા નથી હોતાં—સ્ફૂર્તિ નથી હોતી. જો તે પોતાને ગૃહલક્ષ્મી અને માતા સમજતી હોત, તો ખરેખર તેના શરીરમાં વીજળી વહેતી હોત! પ્રેમ એવું રસાયણ છે, જે જીવનને કદી ન મરનારી (અમર) શક્તિવડે ભરી દે છે. તેની મદદે જીવનની કંટાળાઓ વાત વાતમાં પાર—પસાર થઇ જાય છે. મન, પ્રાણ, શરીર-સઘળાં તે ઝિંદાદિલી—ઝિંદગી-શક્તિ—વડે પૂર્ણ રહે છે, જે કામોની વચ્ચે અપૂર્વ ઉલ્લાસનો અનુભવ કરે છે—કરાવે છે.

જો નારીના હૃદયમાં ધર્મનો ભાવ હોય, શ્રદ્ધા હોય, પતિ પ્રત્યે સાચો પ્રેમ હોય, તો તે પ્રત્યેક કામ દિલ દઇને અને પ્રમાણદારીથી કરે છે. સેવામાં જ તેનો પ્રેમ બઢે છે અને તે મેળવીને જ તે તૃપ્તિ હાંસલ કરે છે, અનુભવે છે.

એટલા માટે પ્રત્યેક પતિનો ધર્મ છે, કે તે સાચા ગૃહસ્થજીવનનાં નિર્માણ માટે સ્ત્રીને એવી તાલિમ આપે અને પોતે તદનુકૂળ આચરણ કરીને તેની સાથે સાથે તેને પ્રત્યેક પગલે આશ્વસ્ત કરતો કરતો તેને સદૈવ પોતાનાં પ્રેમ અને વિશ્વાસની છાયામાં રાખીને ચાલે, અને પ્રગતિ સાધે. આથી ગૃહસ્થજીવન સ્વર્ગસમું બની જશે અને પ્રાણોમાં અમૃતનું ઝરણું વહાવા માંડશે!*

* [ આધાર: 'કલ્યાણ' (હિંદી માસિક)

## આફ્રીકામાં ધકકેલાઈ જતી હિંદની ગીરમીટીઆ સ્ત્રીઓના ઉદ્ધારક

# દીનબંધુ

ભારત વર્ષના ઉદ્ધારની દિશામાં મા ભારતીની સક્રીય સેવા માટે જે થોડા પરદેશી મિત્રો હિંદમાં આવી વસ્યા છે તેમાં સી. એફ. એન્ડ્રુઝનું નામ અગ્રગણ્ય છે. તેમનું પુરૂં નામ ચાર્લ્સ ફ્રીઅરૂ એન્ડ્રુઝ છે. તેમનો જન્મ ઉત્તર ઇગ્લાંડમાં આવેલ કાર્લાઇલ શહેરમાં ૧૨મી ફેબ્રુઆરી ૧૮૭૧માં થયો હતો. તેમના દાદા જોન એન્ડ્રુઝ સુપ્રસિદ્ધ દાક્તર હતા. તેમના પિતાનું નામ જોન એડવિન અને માતાનું નામ મેરી શારલોટ હતું. પાંચ ભાઈ અને બહેનો મળી ચૌદ ભાંડરડાંમાં અગીઆર જીવતા હતાં તેમાં ચાર્લ્સ ચોથા હતા. તેમની બે નવ બહેનો ન્યુઝીલેન્ડમાં પરણી હતી. પિતા પણ શિક્ષકનો ધંધો કરતા હતા ને પાછળથી પાદરી બનેલા.

પચીસ વર્ષની ઉમ્મરે કેમ્બ્રીજ વિશ્વ-વિદ્યાલયની છેલ્લી પરીક્ષા પાસ કરી, તેમણે લંડનના ગરીબ લત્તાઓમાં રહીને મજુર લોકોને ધર્મોપદેશ કરવા માંડયો. ત્યાં પણ તેમણે ગરીબ સ્ત્રીઓને મદદ કરવામાં પાછું વાળી જોયું નથી.

તેત્રીસ વર્ષની ઉમ્મરે તેમણે હિંદમાં આવવાનો વિચાર કર્યો અને ૨૭ મી ફેબ્રુઆરીએ નીકળી ૨૦મી માર્ચ ૧૯૦૪ના દિવસે તેમણે મુંબઈના બારામાં પગ મૂકયો. હિંદના સૌન્દર્યથી તેઓ મુગ્ધ બની ગયા. દીલ્હીની સ્ટીફન્સ કોલેજમાં તેઓ જોડાયા, ને પોતાના ઉદાર દિલથી ત્યાંના વિદ્યાર્થીઓ અને પ્રોફેસરમિત્રોના એ માનીતા થઇ પડયા. ૧૯૦૫માં તેમણે 'નોર્થ ઇન્ડીઆ' નામે પુસ્તક લખેલું. તેમાં ઉત્તર હિંદના પોતાના અનુભવો લખ્યા છે. ૧૯૦૬ની કલકત્તા કોંગ્રેસમાં તેમણે હાજરી આપેલી, અને ત્યારથી કોંગ્રેસ સાથે તેમનો સીધો નહિ તો આડકતરો સંબંધ તો જોડાઇ ગયો. તેમણે પોતાની લાગવગનો ઉપયોગ કરી હિંદને ઘણી મદદ કરી છે એ દેખાતી વાત છે.



ચાર્લ્સ એન્ડ્રુઝ

એમને પાંચ વર્ષની ઉમરે માંદગી આવેલી. એ માંદગીમા મૂળ ઉંડાં રોપાયાં ને એથી મોટી ઉમર સુધી તેમની તબીયત વળી નહિ. તાવ ને મરડો તો વારંવાર થઇ આવતો. એક વાર મરડો થતાં તેઓ હવાફેર કરવા સીમલા પાસે કોટગઢ ગયેલા. ત્યાં તેમને અમેરિકન ખ્રીસ્તી મી. સ્ટોકસ સાથે ઓળખાણ થયું. પાછળથી બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામી. મી. સ્ટોકસ ૨૫-૨૬ વર્ષના જુવાન હતા ને એ દેશમાં એક સન્યાસી જેવી ખ્યાતિ પામ્યા હતા. તેમણે એક કન્યા સાથે લગ્ન કર્યું ત્યારે એન્ડ્રુઝ સાહેબે તેમને એ લગ્ન કરવાની સલાહ આપેલી, એથી ઘણા અંગ્રેજો છેડાઇ પડેલા. તેનું કારણ એ હતું કે એક ગોરો ગૃહસ્થ ઉચ્ચ દરજ્જાના ખ્રીસ્તી હતા અને ખેતીના જાણકાર હતા ને હિંદના પાડોશના પ્રદેશમાં આવી વસ્યા. એમણે પોતાનો વિવાહ એક

રજપૂતાણી સાથે કર્યો, તેમની પુત્રી સાથે સ્ટોકસે લગ્ન કર્યું. એક ગોરો હિંદી કન્યા સાથે લગ્ન કરે એ અંગ્રેજોને ગમ્યું નહિ. ૧૯૦૮માં 'યુરોપીયનો અને હિંદીઓના આંતરજાતીય લગ્ન' સંબંધે તેમણે લેખ લખેલો તેનો પણ ખૂબ જ વિરોધ થયેલો અને કેટલાકે કહેલું પણ ખરું કે, એન્ડ્રુઝ કોઈ હિંદી છોકરીના પ્રેમમાં પડી લગ્ન કરવાના છે. ખરી વાત તો એ હતી કે, એન્ડ્રુઝ આજીવન અવિવાહીત હતા. કામ અને સેવામાંથી પરવારે ત્યારે લગ્નનો વિચાર પણ તેમને આવે ને?

જેઓ અવિવાહીત રહે છે તેઓ ઘણુંખરું ઉમ્મર વધી ગયા પછી પ્રેમરહિત બની જાય છે, પણ એન્ડ્રુઝ સાહેબ માટે એવું ન હતું. તેમનો સ્વભાવ પ્રેમભરપૂર હતો. સ્ત્રીઓનું દુઃખ એમનાથી જોઈ શકાતું નહિ. હિંદની સ્ત્રીઓને તેઓ માતા પેઠે ચાહતા અને એ માતાના દુઃખ જોઈ એ ત્રાસી ઉઠતા. સ્ત્રીઓ તેમની પાસે આવી વાતો કરતી ત્યારે એમને થતું કે એ માતાનો અવતાર છે. તે વખતે તેમને પોતાની માતા યાદ આવતી.

આફ્રીકામાં ગાંધીજીએ લડત શરૂ કરી ત્યારે ગોખલેજીની સૂચનાથી તેઓ ત્યાં પહોંચી ગયેલા ને ગાંધીજીની સાથે રહી તોડજોડ કરવામાં અગત્યનો ભાગ તેમણે ભજવેલો.

આફ્રિકાના મુડીવાદીઓને પોતાના ખેતરોમાં કામ કરવા મજુરો જોઈએ, ને એ મજુરો ગુલામ જેવા હોય તો જ તેમને લાભ થાય. બીજા દેશોમાંથી ગુલામી પ્રથા રદ થઈ હતી. હિંદમાંથી એ રીતે, પાંચ વર્ષ સુધી નોકરીનું એગ્રીમેન્ટ કરાવી લઈ મજુર સ્ત્રી-પુરુષોને આફ્રિકા ધકેલી દેવાનું કામ મુડીવાદીઓના એજંટો કરતા. એ રીતે ફસાઈ પડેલા ગીરમીટીઆ મજૂરોને પાંચ વર્ષ સુધી કાળી મજુરી કર્યા વગર છૂટકો થતો નહિ. વચ્ચે તેઓ નાસભાગ કરે તો તેમને પકડીને સરકાર પાછા સોંપતી. ત્યાં કામ કરવાની ના કહે તો તેમને માર મારવામાં આવતો. સ્ત્રીઓને ફરજીઆત વ્યભિચારનું સાધન બનવું પડતું અને એ બધા ત્રાસમાંથી છટકવાની કોઈ બારી ન હતી; કેમકે હિંદની સરકારની એને સહાનુભૂતિ હતી.

'એટલે આ કાયદો રદ કરાવવા હિંદના આગેવાન રાજપુરુષો પ્રયાસ કરતા. પણ સંસ્થાનીક સરકાર મચક આપતી નહિ; એટલે હિંદમાંથી ભરતી કરી ફીજીમાં ધકેલાઈ જતી ગીરમીટીઆ (ગેરન્ટી કરેલી) સ્ત્રીઓની અને મજુરોની સ્થિતિ તપાસવા અને તે પ્રથા અટકાવવા માટે જે ઝુંબેશ ચાલતી હતી, તે કામ એન્ડ્રુઝ સાહેબને સોંપાયું. તે વખતના લોર્ડ હાર્ડીંજે પણ તેમને મદદ કરેલી. હિંદના જ એક પુત્ર લાલા ચીમનલાલે એ પ્રથા ચાલુ રાખવા સરકારને ભલામણ કરેલી. છતાં તેઓ મિ. પિયર્સનની સોબતમાં ફીજી ગયા.

ત્યાંનું વર્ણન તેઓ કરે છે કે: 'ફીજીની હિંદુ સ્ત્રીઓનો સમાજ એક એવા હોડકા જેવો છે કે જેને સુકાન નથી, સ્થંભ તૂટી ગયા છે અને ખડકો તરફ ઘસડાઈ રહી છે, અથવા એક મોટી નદીના વમળમાં ફસાયેલી હોડી પેઠે ચક્કર ખાઈને તળીએ બેસી જાય છે,—એને કોઈ જ બચાવી શકે એમ નથી.

ફીજીની હિંદુ સ્ત્રીઓ એક પુરુષ છોડી બીજો પુરુષ કરે છે. આમ ધણી બદલતાં એને જરાય શરમ ન આવે એવું તેમનું હીન માનસ થઈ ગયું છે. હિંદુ પુરુષ-સમાજ પણ છીન્નભીન્ન થઈ ગયો છે. ન્યાતિ અને જાતીનો નાશ થઈ જવાથી હિંદુઓ ઉપરથી તેમની શ્રદ્ધા ઉઠી ગઈ છે. પત્ની એ એક વેચવા ખરીદવાની વસ્તુ બની ગઈ છે. એને માટે તેઓ માંહોમાંહે લડે છે, ખૂન કરે છે ને આત્મહત્યા પણ કરે છે. હત્યા, આત્મઘાત ને ઘોર અપરાધો એ સ્ત્રીને કારણે બને છે તેનો આંકડો ઘણો ભયંકર છે.

સ્ત્રીઓની સંખ્યા ઓછી હોવાનું જાણીને

તપાસ કરતાં લાગ્યું કે, કુટુંબોને બદલે અલગ સ્ત્રી–પુરુષોની ભરતી થાય છે; તેને લીધે સેંકડે ૪૦ ટકા સ્ત્રીઓની ભરતી માંડમાંડ થાય છે. આ પ્રથામાં સંડોવાયેલ આ મજુરોની હકીકત તપાસતાં એ સંબંધી લખવું દુ:ખદાયક છે.

કોઈ મજુર થાણામાં એક બળવાન મજુર પુરુષ એક સ્ત્રીનો આમવો કબજો કરી બેસે છે ત્યારે બાકી જે જુવાન સ્ત્રીઓ રહી જાય છે તેમની સંખ્યામાં અને પુરુષ મજુરો વચ્ચે મોટો તફાવત રહે છે. એવી નજીવી સંખ્યાની સ્ત્રીઓને જ મોટી સંખ્યાના પુરુષોની હવસખોરી વેઠવાની હોય છે. દરેક સ્ત્રી પાછળ અમુક પુરુષો કોઈનો ઓવરસીયર નક્કી કરી આપે છે–બીજા શબ્દોમાં, વ્યભિચારની ગોઠવણ કરી આપે છે. પરિણામે સ્ત્રીઓ અને પુરુષોમાં ચેપી દર્દો અને ભયંકરતા પ્રસરે છે.

આ બધી ત્રાસદાયક હકીકત નજરે જોઈ, એના દારુણ દુ:ખના ઉલ્લેખ કરી, તેમણે વાઇસરોયની પાસે એક નિવેદન રજુ કર્યું. લોર્ડ હાર્ડીંજે સહાનુભૂતિ બતાવી અને એ પ્રથા બંધ કરવા પોતાના બનતા પ્રયત્નો કરવા વચન આપ્યું.

તે પછી તેઓ ટાગોર સાથે જાપાન ગયા. ત્યાં તેમને પત્ર મળ્યો કે 'સંસ્થાનીક ઓફીસ અને હિંદી ઓફીસ વચ્ચે એવી સમજૂતી થઈ છે કે હાલમાં પાંચ વર્ષ સુધી તો મજુરોની ભરતી કરવાનું કામ ચાલુ રહેશે.' તેઓ તરતજ હિંદમાં પાછા આવી તે વખતના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડને મળ્યા. પણ પરિણામ કાંઈ ન આવ્યું. એટલે એમણે ઠેર ઠેર સભાઓ સ્થાપી અને લોકમત કેળવવા પ્રયાસ કર્યો. ફીજી રીપોર્ટની નકલોનો પ્રચાર કર્યો.

એક સભામાં એમણે હૃદયભેદક ચીતાર આપેલો; 'આજે હું એક સાચી વાત આપની પાસે રજુ કરું છું. એક ઉંચી જ્ઞાતિની ને સારા ઘરની હિંદી સ્ત્રીને સંધ્યા સમયે એક તાર મળ્યો કે તમારા પતિ બહુ બિમાર છે. પેલી સ્ત્રી એકદમ સ્ટેશન તરફ ચાલી નીકળી. રસ્તામાં લુચ્ચાઓએ એને ફસાવીને કલકત્તાનો મજુર પેઢી ઉપર મોકલી આપી. તે એટલી બધી ડરી ગઈ હતી કે એને પૂછવામાં આવતા પ્રશ્નોના જવાબ પણ બરાબર આપી શકતી ન હતી. પરિણામ એ આવ્યું કે એને જહાજ ઉપર ચડાવી ફીજી મોકલી આપવામાં આવી.

એ જહાજમાંના મજુરોને હાથે એનું ચારિત્ર ભ્રષ્ટ કરવા પ્રયત્નો થયા, એટલે એ અનાથ સ્ત્રી એક બંગાળી ગૃહસ્થને શરણે ગઈ. એ ગૃહસ્થ પણ ફીજીમાં કારકુની કરવા જતા હતા. એ બાબુને પેલી સ્ત્રીએ પોતાની

## આંખડી

દેવની દીધેલ રૂડી આંખડી રે બહેન;
અમુલખ એ જીવન આધાર જો !
સુંદર, દેહે શી જડી એ વડી રે બ્હેન.
વિધુમા વિહોણી કેવી રાતડી રે બ્હેન;
દીપક વિનાનું જનાગાર જો ! દેવની૦
નાવિક વિહોણી કેવી નાવડી રે બ્હેન;
સ્વામિ વિણ સૈન્ય સૂનકાર જો ! દેવની૦
દેવ વિહોણી કેવી દેરડી રે બહેન;
પતિ વિનાની સતી–નાર જો ! દેવની૦
વારિ વિહોણી કેવી વીરડી રે બ્હેન;
સત્ય વિણ અંધ આ સંસાર જો ! દેવની૦
કપરી શી કાઠવી રડી ઘડી રે બ્હેન;
લોચન વિહોણો અવતાર જો ! રે દેવની૦
વિધિ દીધી શી દીધી એ વડી રે બ્હેન;
સ્વર્ગ સીડી તે ચીંધનાર જો ! દેવની૦
અમર રાખો એ અમર આંખડી રે બ્હેનન;
કરે એવી અરજ કીરતાર જો ! દેવની૦

કાન્તિલાલ લ. રાવલ

વીતક કથા કહી. એટલે, એક વિવાહીત બલા મજુરને એની સંભાળ રાખવાની ભલામણ કરીને સોંપી. એથી એ સ્ત્રી આખે રસ્તે છેડતીથી બચી ગઈ. પરંતુ દરીઆઈ સફર પૂરી થઈ કે તરતજ એના રક્ષકથી એને દૂર થવું પડયું. એને કુલી લાઈનોમાં રાખવામાં આવી. ત્યાં પણ એને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો થવા લાગ્યા. કેટલાય દહાડા સુધી એને દારૂણ દુઃખ સહન કરવું પડયું.

પેલા બંગાળી બાબુને આગળ જવાનું હતું તેથી તેઓ સુવા જવાના વહાણની રાહ જોતા બંદર ઉપર ફરતા હતા ત્યાં પેલી સ્ત્રીએ દોડી જઈ એમના પગ પકડી લીધા.

તે પોતાના શીયળના રક્ષણ માટે નાસાનાસ કરતી હતી. છેવટે પેલા બંગાળી યુવકે તેની સાથે લગ્ન કરી લીધાં. એ જ માત્ર એના રક્ષણ માટે ઉપાય હતો. શરતબંધીની રકમ પણ પેલા બંગાળી યુવકે ભરી દીધી.'

આ કુલીઓની ભરતી યુક્ત પ્રાંત ને મદ્રાસમાંથી ખૂબ થતી. એટલે એન્ડ્રુઝ સાહેબે એ બે પ્રાંતોમાં શોરજોરથી પ્રચારની પ્રવૃત્તિ ઉપાડી. ડૉ. એની બીસાન્ટે મદ્રાસ પ્રાંતમાં પ્રચાર કાર્ય શરૂ કરી દીધું.

મહાત્માજી અમદાવાદમાં વસતા હતા. તેમની સહાયથી પ્રેમાભાઈ હૉલમાં એક સભા મહાત્માજીના પ્રમુખપદે ભરાઈ હતી. એ સભામાં ગુજરાતની માતાઓને સંબોધી એમણે કહ્યું હતું કે " મારી વાત સરકારને પણ કબુલ રાખવી પડી છે. ૧૫-૧૦-૧૫ના ઠરાવમાં સરકાર જણાવે છે કે. 'ગીરમિટિઆ સ્ત્રીઓને મોટે ભાગે દુરાચારણી જીવન વિતાવવું પડે છે. એમનાં શરીર આર્થીક લાલચોથી અથવા અમલદારોના દબાણથી, પૂરેપૂરાં કબજામાં આવી જાય છે.'

ચાંદીના થોડા ટુકડા માટે ટહેલી સ્ત્રીનું શીયળ વેચાય છે. હું ત્યાં હતો તે અરસામાં વખારોના ઓવરસીયરે હિંદી સ્ત્રી ઉપર બળાત્કાર ગુજાર્યો હતો. મજુરોએ એને જંગલમાં લઈ જઈ કાપી નાખ્યો. બીજો એક કીસ્સો : એક રજપૂતને સૈનિકની નોકરી આપવાનું કહી આ પ્રથામાં ઉપાડી જવામાં આવેલો, ને ત્યાં તેને મજુરી સોંપાઈ. એનું અપમાન કરી તેની મૂછો ખેંચવામાં આવતી. છેવટે એક સ્ત્રી સાથે એ રહ્યો. પણ બીજાઓ એની સ્ત્રી ઉપાડી જતાં તેમની સાથે ઝઘડો થયો; તેમાં તે સ્ત્રીએ એને તમાચો ચોડી દીધો. આથી એણે ઉશ્કેરાઈ જઈ સ્ત્રીનું ખૂન કરી નાખ્યું '

આવું તો વારંવાર બનતું હોય છે. આજે એક મજુરની રખાત બીજે દિવસે બીજા મજુરની પત્ની બની હોય. પરિણામે, બાળકો માબાપને જાણતાં નથી, ને સ્ત્રીઓ પોતાના બાળકનો પ્રેમ સમજતી બંધ થાય છે. સ્ત્રી સ્ત્રી જ મટી જાય છે.

આ પ્રથા બંધ થવી જ જોઈએ એમ એમણે નિશ્ચય કરેલો જ હતો, એટલે એ ફરી ફીજી ગયા. ત્યાંથી વળતાં આસ્ટ્રેલીયા ગયા. ત્યાં પણ તેમણે આ પ્રથા વિરૂદ્ધ પ્રચાર કર્યો ને સહાનુભૂતિ મેળવી. આવા પ્રચંડ વિરોધથી ગાંધીજી અને એન્ડ્રુઝના પ્રયત્નને સફળતા મળી અને એન્ડ્રુઝ આસ્ટ્રેલીઆ હતા ત્યારે તેમની માતાની વર્ષગાંઠને દિવસે તા. ૨૬-૫-૧૭ ના રોજ તેમને તાર મળ્યો કે 'હિન્દની સરકારે શરતબંધીની પ્રથા હંમેશને માટે બંધ કરી છે.'

એક સાચા અંગ્રેજની હિંદી સ્ત્રીઓ ભવોભવ ઋણી રહે એવી આ કામગીરી એન્ડ્રુઝ સાહેબે બજાવી છે.

---

પુસ્તકાલય સ. સ. મંડળ તરફથી 'દીનબંધુ' નામે એન્ડ્રુઝ સાહેબનું વિસ્તૃત જીવન ચરિત્ર પ્રગટ થયું છે તેનો હિંદી ઉપરથી રસુલભાઈ વહોરાએ અનુવાદ કર્યો છે. કિંમત રૂ. બે છે. આ લેખ એ પુસ્તક ઉપરથી તૈયાર કરેલો છે.



લોકગીતોમાં

# મોરલો

સંપાદક:
શ્રી. રાજેન્દ્ર

મોર થેઇ થેઇ નાચી રહ્યો હતો. એની પાંખો પર નીલમની આભા ચમકી રહી હતી. ઢેલ ફૂલી સમાતી નહોતી. મોરનું આવું સુંદર મદભર રૂપ તેણે પહેલી જ વાર નીહાળ્યું. પાંખોનું રંગબેરંગી ચિત્ર કેટલું સજીવન બની રહ્યું હતું ?

'પ્રેમનો આ ઉન્માદ કોને માટે ?' ઢેલ પૂછતી હતી.

એકાએક શ્યામલ મેહુલો ગડૂક્યો. ઢેલે પુનઃ પ્રશ્ન ન પૂછ્યો. તે પોતાના સખાને મળે વધાવવા આગળ વધી, લોક-કવિએ આ દૃશ્ય નીરખ્યું. તે બોલ્યો: 'હવે હું સમજ્યો કે સૃષ્ટિમાં નૃત્યનું સ્થાન આટલું મહાન કેમ છે !' અને લોકગીતોમાં મોરલો અમર થયો.

રાજસ્થાની લોકગીતોમાં મોરને ઘણી વાર યાદ કર્યો છે. મહિયર જવાના સ્વપ્ન સેવતી નવવધૂ ગાય છે:

'સાવણ તો લાગ્યો, ભાદવો રે,
બરસે ઝ્યાઈં ફૂંટ;
મારા મોરલા, સાવન લહર્યો રે !
સાવણ બાઇ ગવરાં સાસ રે,
કન્હૈયો વીરો લેણીહાર
મ્હારા મોરલા, સાવણ લહર્યો રે !
સાવણિયો સુરંગો લાલ,
આસી વીરો કન્હૈયાબાલ પાવણો,
લાસી બાઇ ગવરાંને બેલડલી જુવાય;
મ્હારા મોરલા સાવન લહર્યો રે !'

અર્થાત્-

શ્રાવણ લહેરાય ને ભાદરવો આવતો,
હો મારા મોરલ, શ્રાવણ લહેરાય જો !
આવ્યો શ્રાવણ, ગોરીબહેન રહે સાસરે,
વીરો કનૈયો મને તેડવા આવશે.
હો મારા મોરલા, શ્રાવણ લહેરાય જો !
કેટલો સુરંગી છે શ્રાવણ, હો લાલ !
મને તેડવાને આવશે કનૈયો વીર,
લઇ જશે ગોરી બહેન બેલગાડી જોડતો.
હો મારા મોરલ, શ્રાવણ લહેરાય જો !

શું વનનો વાસી મયૂર નવવધૂની વાતો સમજી શક્યો હશે ?

સયુંક્ત પ્રાંતના એક લોકગીતમાં પિયરે જવા ચાહતી કન્યા માને સંદેશો મોકલે છે, કે મારા ઘરની પાસેના તળાવની પાળે મોર ટહુકે છે. મને તેડી જવા માટે મોટા ભાઇને ન મોકલીશ. વખતે સાળો-બનેવી સંપી જશે અને મને લીધા વિના જ ભાઇ જતો રહેશે. તળાવની પાળે મોરલો ટહુકી રહ્યો છે. મા ! મને તેડી જવા માટે નાનાભાઇને મોકલજે.



રડી કમરીને પણ તેના બનેવી પાસેથી તે મને તેડી જવાની અનુજ્ઞા મેળવશે.

મોરની સાથે સંદેશા મોકલતી એક પંજાબી કન્યાનું ગીત પણ ઓછું ભાવવાહી નથી. તે ગાય છેઃ

'ઉડ્ડી વે મોરા, પ્યારે યા ગોરા,
તેરી સોને ચુંઝ મઢાય,
પહલ્લાં સુનેહ્રાં મેરે પિયોકી દેમેં,
દૂજા ભેણુ ભરામાં,
તીજા સુનેહ્રાં મેરિયાં સહયાંકી દેમે,
જિન્હાં તાલ મૈ ખેડત જામાં,
ચૌથા સુનેહ્રાં મેરે જ્ઞમેકી દેમે,
જિત્થે મૈં ન્હામણુ જામાં,
પંજા સુનેહ્રાં મેરે પિપ્પલકી દેમેં,
જિત્થે મૈં પીંગા પામાં.'

ઓ મોર, પ્યારા મોરલા ! તું ઊડી જજે,
સોને મઢાવું તારી ચાંચને હું રે !
પહેલો સંદેશ મારા બાપુને દેજે,
બીજો તે દેજે મારી બહેની ને વીરને.
ત્રીજો સંદેશ મારી સહિયરને દેજે,
રમતી'તી જેની સંગે હું રે.
ચોથો સંદેશો પેલા નાળાને દેજે,
જેમાં હું નહાવાને જતી હતી,
પાંચમો સંદેશો પીપળાને દેજે,
જેની ડાળે હું ઝૂલતી હતી.

સંદેશની વિગતો મોરને જણાવી નથી. કેમ જાણે તે દુલ્હનના હૃદયથી અને પિયરના ગામથી પરિચિત ન હોય ! સંદેશ પહોંચાડવાના બદલા રૂપે મોરની ચાંચને હેમે મઢાવવાની લાલચ આપે છે. મોરના પગને શા માટે સોને નથી મઢાવતી ? શું દુલ્હન નથી જાણતી કે નાચતાં નાચતાં મોર પોતાનો કુરૂપ પગ તરફ જુવે છે ત્યારે તે વ્યથિત થઈ જાય છે ?

એક અન્ય પંજાબી લોકગીતમાં નવવધૂ મોરને સંબોધીને કહે છે,

'મેરાં દી ખાતિર વે મૈં બાગ લુઆયા !
અમ્બ દી ટીસી 'તે બૈઠ જા,
નક્ક દી બેસર 'તે બૈઠ જા,
પૈલાં પા લૈ, વે મોરા !
તેરિયાં ગુજ્ઝિયાં વે રમઝાં,
વે મૈં દિલ વિચ્ચ સમઝાં,
મોતી ચુગ લૈ, વે મોરા !
મોરાં દી ખાતિર વે મૈ ઘૌલર પુઆયા !
ઘૌલર દી ટીસી 'તે બૈઠ જા,
નક્ક દી બેસર 'ત બૈઠ જા,
પૈલાં પા લૈ, વે મોરા !'

મોર તારે કાજ મેં તો બાગ બનાવિયા,
આંબાની ટોચે તું બેસજે,
નાકની તું નથ પરે બેસજે,
હો મોરલા! હવે તું નાચજે.
તારા હૈડાંની છાની વાતોને
પામી હું મારા મનમાં,
હો મોરલા! તું ચણજે મોતીડાં.
મોર તારે કાજે મેં તો મહેલ બનાવિયા,
મહેલ કેરી ટોચે તું બેસજે,
નાકની તું નથ પર બેસજે,
હો મોરલા ! હવે તું નાચજે.

નાકની નથ પર બેસવાનું આમંત્રણ આપનારી નવવધૂ મોરના કયી અજ્ઞાત હશે ?

એક રાજસ્થાની લોકગીતે કૌટુંબીક દમ્પતીની કહાણીમાં મોરને વણી લીધો છે. પતિને પંખો નાખતી પત્નીએ એક દિવસ લાલ ચૂડિઓની પતિ પાસે માગણી કરી.

પતિએ કહ્યું કે, 'તારે માટે હું હાર લાવીઆપીશ. લાલ ચૂડીઓ તો મારી બહેનને માટે લાવવાની છે.' બસ, પત્ની રીસાઇને પિયેર ચાલી ગઈ. છેવટે પતિએ પોતાની ભૂલનો સ્વીકાર કર્યો અને પત્નીને લાલ ચૂડીઓ લાવી આપી. પત્નીએ તે લેવાનો ઇન્કાર કર્યો અને કહ્યું: 'હું એકલી નહિ પહેરું, નણંદને પણ પહેરાવીશ.' નણંદ બોલી: "ભાભી મોર બનીને મારી સામે નાચે, તો જ હું ચૂડીઓનો સ્વીકાર કરીશ" ભાભીએ આ વ્યંગનો ઉત્તર આપ્યો, 'મોર તો અર્ધી ઘડી જ નાચે છે, પણ મારા નણદોઈ તો આખી રાત નાચ્યા કરે છે!'

એક રાજસ્થાની દુહામાં મોરને ખજૂરી પર ચડીને ટહુકવાની મના કરવામા આવી છે—

મોરા, મૈં તનેં બરજિયો, મત ચઢ બોલ ખજૂર;
થારા જલહાર ટહુકડૈ મ્હારા સાજન દૂર.

મોર વિરહિણીને જવાબ આપે છે:

મ્હે મગરેરા સોરિયા, ચરાં અઠ ચૂણ કરૈંઠ,
રુત આય ન બલસ્યાં તો હિય ફૂટ મરાંહ:

પહાડવાસી અને રણવાસી પ્રેમિકો—સોરઠનો ઢોલા રાજ અને મારવાડની મારુ: એમની ગીતકથામાં ઉપર્યુંત દુહા આલેખાયા છે. ખજૂરીના ઝાડ પર બેસીને ટહુકતા મોરને મારુ કહે છે: "ઓ મોર, તું ખજૂરી પર બેસીને ટહુકા ન કર. તું શા માટે પોકાર કરે છે? તારે તો જળનું સ્થળ ઢુંકડું જ છે, પણ મારે મારો વ્હાલમ ઘણો દૂર છે."

મોર કહે છે: "હું તો મરુ ભૂમિનો મોર છું: ચઢીને દાણા ચરી લઉં. વર્ષા ઋતુના આગમન સમયે હું ન બોલું તો મારું હૃદય ફાટી પડે અને હું મરી જાઉં."

મારુએ કહેલો દુહો સોરઠી લોકગીતોમાં આવી રીતે ગવાયો છે—

મત તું બોલે મોરલા! ઊડી જા બેસ ખજૂર;
થાને જળથળ ઢૂકડો. માને વાલમ દૂર.

આવા જ દુહા હોથલ પદ્મિની અને



ઓઢાની ગીતકથામાં પણ આવે છે. કચ્છના રાજા હોથીનો નાનો ભાઇ ઓઢો દેશવટો મળવાથી સિંધમાં રહેતો હતો. ત્યાં હોથલિયા ડુંગરમાં રહેતી હોથલ નામની અપ્સરા સાથે તેને પ્રેમ થયો. બન્ને પ્રેમીઓએ લગ્ન કર્યાં અને સુખે દિવસો ગુજારતા હતા. એક વખત અષાઢનો મેહુલો ગાજતો હતો, ડુંગરાની તળેટીમાં મોરલો ટહુકતો હતો, ત્યારેઓઢાને પોતાનું વતન યાદ આવ્યું. તેનું મન ઉદાસ થઇ ગયું. હોથલે ઓઢાને ખિન્નતાનું કારણ પૂછ્યું. ઓઢાએ ઉત્તરમાં મોર બતાવ્યો. હોથલ મોરને કહે છે:

મત લવ, મત લવ મોરલા! તું લવતો આઘો જા;
એક મારો ઓઢો અણોહરો, ઉપર તોંજી ધા.

હે મોર! તું ટહુકા માં કર. ટહુકવું હોય આઘો જઇને ટહુકજે. એક તો મારો ઓઢો ઉદાસ છે, અને તેમાં ઉપરથી તું દર્દભરી અવાજે ટહુકી રહ્યો છે!

મોર જવાબ આપે છે:

અસીં ગિરિવર જા મોરલા, અમેં કંકર પેટ ભરાં;
રત આવે નવ બોલિયે (તો) અમ હઇડાં ફાટ પડાં.

અમે તો ડુંગરવાસી મોરલા છીએ. કંકર ખાઇને પેટ ભરીએ છીએ. વર્ષાઋતુ આવે ને અમે ન બોલીએ તો અમારું હૈયું ફાટી પડે.

પંજાબના 'હંસ તે મોરની' એ લોકગીતમાં એક પ્રણયકથાની સૃષ્ટિ રચવામાં આવી છે. હંસના લગ્ન થઇ ગયા હતા, પણ



તે પોતાની બહેનની નણંદ 'ઢેલ' પર મુગ્ધ થઈ ગયો હતો. કથાનકમાં ઢેલનું જન્મસ્થાન જમ્મુ રિયાસતમાં 'તળી' નદી પાસે હોવાનું જણાવ્યું છે. ગીત કહે છે:

"ઓ શામી પંડિતા,
હું તમને પાંચ રૂપિયા આપીશ;
ઓ બ્રાહ્મણી, તમારે જમ્મૂ દેશમાં જવું પડશે."
'આજની રાત મને ક્ષમા કરો,
રાજા હંસજી, કાલ હું જમ્મૂ જઈશ.
કાલે જ તમારું હંસણી સાથે લગ્ન થયું હતું.'
'ઓ શામી પંડિતા, પાંચને બદલે પચાસ લ્યો,
હમણાં જ જમ્મૂ દેશ જાઓ.'
'રાજા હંસજી, તમારાં બે લગ્ન
દિલ્હીમાં કરાવી દઈશ,
અને બે પરદેશ 'તળી'માં કરાવી દઈશ.'
'ઓ સ્યામા! કાં તો હું ઢેલને પરણીશ,
નહિ તો પ્રાણ આપીશ'

ઓ મારી બહેનો. બ્રાહ્મણી ત્યાંથી ચાલી નીકળી, અને ઢેલને દેશ જઈ પહોંચી. 'ઓ મારી બહેનો, સાઠ સાહેલીનું જૂથ ઊભું છે.

'તમારી સરદાર કોણ છે?' બ્રાહ્મણીએ પૂછ્યું 'ઓ શામી પંડિતા, સાઠ સાહેલીનું અમારું જૂથ છે. ઢેલ અમારી સરદાર છે.'

'ઓ મારી બહેન, તમારે ત્યાં કોઈ મહેમાન આવ્યો છે? તમને તેડી જવા કોઈ આવ્યું છે?'

ઓ મારી બહેનો, બ્રાહ્મણી ત્યાંથી ચાલી નીકળી
તે હંસને દેશ જઈ પહોંચી.
'ઓ શામી પંડિતા, ત્યાં શું શું જોયું?
ત્યાંથી શું સમાચાર લાવ્યા છો?"
'રાજા હંસજી, ઢેલ તો સ્વર્ગબાગની પરી છે.
તેની શી પ્રશંસા કરું?
તેના વાલ રેશમના લચ્છા જેવા છે;
બીજના ચંદ્ર જેવું તો તેનું લલાટ છે,
કેરીની ફાડ સમાં તો તેનાં નયનો છે,
ખાંડની ધાર જેવું તો તેનું નાક છે.'

ઓ મારી બહેનો, રાજા ત્યાંથી ચાલી નીકળ્યો, અને બહેનના દેશમાં જઈ પહોંચ્યો.

"ભાઈ, પાછલા ખંડમાં હું તમારે માટે પલંગ ઢળાવું છું, અંદર જઈને બેસો, વીરા!"

"ઓ ભાભી, તમારે ત્યાં હંસ પરોણા આવ્યા છે? કે તમારા ઘરમાં બીજનો ચંદ્ર ઉતરી આવ્યો છે?

'ઓ ઢેલડ નણંદ, ન તો મારે ત્યાં હંસ પરોણો આવ્યો છે, કે ન તો બીજનો ચંદ્ર ઉતરી આવ્યો છે.'

'ઓ ભાભી, પાછલા ખંડમાં તમે પલંગ ઢળાવ્યો છે,
મારાથી કેટલું છાનું રાખો છો તમે?'
ઓ મારી બહેનો,
મારી દેરાણી-જેઠાણીઓ પૂછે છે:
"હંસ પરોણા શું શું લાવ્યા છે?'
"રાજા હંસજી, અમારી સાસુ
માટે શું લાવ્યા છો?
અને ઢેલ નણંદને માટે
શું ઉપહાર લાવ્યા છો?"

"ઓ મારી બહેનો, તમારી સાસુ માટે રેશમી લૂંગી, કબ્જા અને દુપટ્ટો લાવ્યો છું અને ઢેલડ નણંદ માટે સોનાની મહોર લાવ્યો છું."

"ઓ હંસ, રેશમી લૂંગી, કબ્જામાં અને દુપટ્ટામાં આગ લગાવો અને ઓ હંસ, આ સોનાની મહોરને ભઠ્ઠીમાં ફેંકી દ્યો"

"ઓ મારી બહેનો, હું ઢેલને લઈ જઈશ. એ મારા હૃદયમાં વસી રહી છે.'

'ઢેલ તમને નહિ આપીએ,

એ તો સાસરાજીની લાડકી પુત્રી છે.
ઢેલ તમને નહિ આપીએ,
એ તો કુળની લાજ છે."
બે મારી બહેનો,
સાળા બનેવી ચોપાટ રમી રહ્યા છે;
ઢેલની હોડ બકવામાં આવી છે.
હંસે પહેલી બાજી જીતી લીધી અને
ઢેલને લઈને તે ઉડી ગયો.

ઢેલ પોતાની ભાભીને પૂછ્યું કે 'હંસ પરોણો આવ્યો છે કે બીજનો ચંદ્ર?' આ પ્રશ્નમાં જ હંસ પ્રત્યેના તેના પ્રેમની ઝાંખી થાય છે. એથી વધારે તે કંઇ બોલતી નથી. વખતે તેણે હંસ સાથે ઉડી જવાની ગુપ્ત યોજના વિચારી રાખી હશે. જ્યારે બહેનની દેરાણી–જેઠાણીઓ હંસને પૂછે છે કે, તે તેમની સાસુને માટે તથા ઢેલને માટે શું લાવ્યા છો, ત્યારે તે કોઇ ખૂણામાં છુપાઇને હંસ શું જવાબ આપે છે તે સાંભળતી હશે. પછી તો ચોપાટમાં હંસની જીત થાય છે અને તે ઢેલને લઇને ઉડી જાય છે—પ્રણયકાવ્યનો એમ સુખાંત આવે છે.

એક બીજા પંજાબી ગીતમાં એક પુરુષ મોરના શિકારે જાય એનો તેની સ્ત્રી વિરોધ કરે છે, પણ તેનું કાંઇ ચાલતું નથી.

"ઓ રાણી, મારી રોજ શ્યામલ મોરનો શિકાર કરવા જાય છે,

"ઓ રાજા, તમારી રોજ શિકાર ખેલવા જાય છે, (બીજો શિકાર ખેલજો) પણ એક શ્યામલ મોરને ન મારશો.'

'ઓ રાણી, ઉઠ, સાંકળ ઉઘાડ,
હું શ્યામલ મોર મારી લાવ્યો છું.
ઓ રાણી, ઉઠીને જુઓ સળભાવ.'

'ઓ રાજા, મારા માથામાં દર્દ થાય છે; માથું ફાટી જાય છે.'



'ઓ રાણી, સાચે સાચું બતાવ, અસત્ય ન બોલ, આ શ્યામલ મોર તારો શું થાય છે?'

"ઓ રાજા, હું સત્ય કહું છું. ખોટું નહિ, શ્યામલ મોર મારો શું થાય? આખી રોજ શિકારે ચઢી ને મારી લાવી કેવળ એક શ્યામલ મોરલો જ? મોરને માથે આવડું વેર કાં?"

એક રાજસ્થાની લોકગીતમાં મોરના વધની કરુણ કથા આલેખી છે. છબાળુ નણંદ ભાભીના પ્રિય મોરને મારી નખાવે છે.

અહો ચંદ્ર, તારી આજની
રાત કેટલી પ્રકાશમય છે?
નણંદ ભોજાઇ પાણી ભરવા નીકળી છે.
નણંદબા આગળ ચાલે છે,
પાછળ ખીજે ભરાઇ ભાભી ચાલે છે.
ચાલતાં ચાલતાં બન્ને 'સમદર' સરોવરે જઇ પહોંચ્યાં.

(ભાભીએ) પોતાનો ઘડો પાળ પર રાખ્યો.
પાછું ફરીને તેણે બાગ જોયો;
કેળનું કાચું દાતણ તોડ્યું;
કેટલી યે વાર પગ ધોયા;
કેટલી વખત કોગળા કર્યા.
સરોવરની પાળ પર મોરલો બેઠો છે.
પાંખો પસારીને તેણે (પાસેનું)
જલ ઢાંકી દીધું છે.
જુઓ નણંદબા, આ મોરનું રૂપ.
આ તો તમારા ભાઇથી પણ બે આંગળા
ચઢે એવો છે.'



'આવ ભાભી મોરનો સાથ કર,
મારા ભાઇને હું ફરીથી પરણાવીશ.'
"એક નહિ, નણંદબા, બે ચાર લગ્ન કરાવજો. મારા જેવી કુલીન કોઇ મળશે નહિ
ઓ નણંદ, તું ધખધખતા ઉનાળાની લૂ જેવી છે, જોજે, તારા ભાઇને મારી વિરૂદ્ધ ન ભરમાવીશ."
'હા ભાભી, હું ધખધખના ઉનાળાનું લૂ છું,
મારા ભાઇને જરૂર ભમાવીશ.'
"જુઓ ભાઇ, મારી ભાભીના કરતૂત,
તે તો વનવગડાના મોર પર મોહી પડી છે."
"મારા પાંચે હથિયાર લાવો,
હું મોરને મારવા જાઉં છું."
ભાઇ પાંચે હથિયાર સજીને,
મોરને મારવા નીકળી પડયો
મોરને હણીને ઓસડીમાં બાંધી લીધો.
'ચંદન' ચોકમાં લાવીને રાખ્યો.
"જરા જુઓ તો ભાભી, મોરનું રૂપ!
મારા ભાઇથી પણ બે ચાંમલા ચડે તેવો છે ને?"
"અરે ઓ ચતુર સુજાણ શિલ્પી-પુત્ર,
મારા મહેલ પર મોરનું ચિત્ર કોતરી દે.
અરે ઓ ચતુર સુજાણ રંગરેજ-પુત્ર,
મારી ચુંદડી પર મોરનું રંગીન ચિત્ર ચીતરી દે."
"જરા જુઓ તો ભાભી, મોરનું રૂપ!
આવો મારી પ્યારી, વનવગડાના મોર નચાવો હવે!"

નણંદે ભાઇ પાસે ભાભીના પ્રિય મોરને મારી નખાવ્યો, પણ ભાભીના નિર્દોષ હૃદયમાંથી મોર પ્રત્યેનો નિર્મળ પ્રેમ નાશ પામ્યો નહિ.

એક પંજાબી લોકગીત મોર અને કુંજડીના સંવાદથી શરૂ થાય છે. શિયાળો શરૂ થતાં જ કુંજડી પહાડની ગોદ છોડીને મેદાનના પ્રદેશોમાં આવી વસે છે અને વસંત પુરી થતાં પુનઃ પોતાના મૂળસ્થાને પાછી ઉડી જાય છે.

મોર તો હમેશા મેદાની પ્રદેશોમાં જ રહે છે. મોરના પ્રેમળ હૃદયમાં કોઇ કુંજડી વસી ગઇ. લાંબી ગરદન જેને લીધે કુંજડી લોકગીતોમાં અમર બની છે, તેનાં પર મોર મોહી પડયો:

મોર કુંજાં નું આંખદે,
સોડી રૈંદી નિત્ત તિયારી,
જો કોઈ સાંડા દેસ કુચડૂંડા,
જો સોડી કિસે નાલ યારી!

હે કુંજડી તું સદા (યાત્રા)ને માટે તૈયાર રહ્યા કરે છે. કાં તો તારો દેશ અસુંદર છે; અથવા તો તું અહીં કોઇની સાથે પ્રેમના બંધનમાં ફસાઈ ગઈ છે!

કુંજડી જવાબ આપે છે:

ન, મોરા, સાડા દેસ કુચજડા,
ન સાડી કિસે નાલ યારી;
બચ્ચડે છોડ મુસાફિર હોઈયાં,
ડાઢ રબ્બને ચોગ ખિલારી.

હે મોર અમારો દેશ અસુંદર નથી; તેમ હું કોઇના પ્રેમમાં અહીં પડી નથી. બચ્ચાઓને છોડીને હું મુસાફર બની છું કેમકે ભગવાને અમારો ચારો (આટલે દૂર) વેર્યો છે!

એક સોરઠી ગીતકથામાં મોરનો મળતો ટહુકો વિરહિણીનું હૈયું કોરે છે. આમરા કુંમરની પાળમાં ઘુમલીનગરના જેઠવા રાજા શિયાજીએ પોતાના હલામણ નામના ભત્રીજાને દેશવટો આપ્યો. યુવાન હલામણ સિંધમાં

કૂષને ઘેર હાલી નીકળ્યો. તેની પ્રેયસી, ખરડાના મોરાણું ગામના ગામધણી મૂળુ રહિમાની 'ઢળકતી ઢેલ્ય' જેવી દીકરી સોનલદે, 'હલામણ'ની શોધમાં નીકળે છે.

હાલો બાની ! વનરા ઢુંઢીએ,
મળી ઉડાડીયેં મોર,
(જેને) ટૌકે હલામણુ સાંભરે,
કટકા, કાળજ કોર.
કાળજ કોર તે કટકા કિયો,
ડોલરિયા હલામણુને દેશવટો થિયો;
સોન કે' શિયા ! તેં વખંડી અમારી જોડ,
હાલો બાની ! વનરા ઢુંઢીએ, મળી ઉડાડીયેં મોર.

ચાલો દાસી ! આપણે વને વને હલામણુને ગોતીએ. આ મોરલાને ઉડાડીએ, કારણુ કે એના ટહુકા સાંભળતાં જ હલામણ મને યાદ આવે છે અને મારા કાળજાની કોરના કટકા થાય છે. મારા ડોલરિયા હલામણુને દેશવટો મળ્યો છે. હે શિયાજી ! તેં અમારી જોડીને વિખૂટિ પાડી.

રાણુા–કુંવરની પ્રણયકથા આલેખતા એક બીજા સોરઠી લોકગીતમાં મોરનો ટહુકાર સાંભળી કુંવરને પોતાનો પ્રિયતમ રાણો યાદ આવે છે.

કોટે મોર કણુંકીઆ, વાદળ ઝબુકી વીજ,
રુદાને· રાણો સાંભર્યો, આવી અષાડી બીજ.

ગામડાના કોટને કાંગરે મોર ટહુકી રહ્યા છે, ઘનશ્યામ વાદળમાં વીજળી ઝબકે છે, આભમાં અષાડી બીજ ઉગી છે, તેવે વખતે (કુંવરના) હૃદયમાં રાણો યાદ આવ્યો.

ગીરના પતન પછી સીદ્ધરાજ જયસિંહ રાણુકને પાટણુ લઇ જાય છે ત્યારે મોરને ટહુકતો જોઈ રાણુક કહે છેઃ

કાં ટૌકે મરજીવ મોર, ગોખે ગરવાને ચડી,
કાપી કાળજ–કોર, પીંજર દાઝ્યો પાણીએ.

હે મોર ! ગીરનારની ગોખે ચડીને તું ટહુકાર કેમ ગજાવી રહ્યો છે ! કેમ જાણે મારૂં દેહ રૂપી પીંજર પાણી વડે દાઝી રહ્યું હોય !

રાધા–કૃષ્ણ વિરહના બારમાસી ચારણી કાવ્યમાં કૃષ્ણને વિનવે છે, .

ધર અષાડ ધડૂકીયો, મોરે કીયો મલ્હાર;
રાધા માધા સાંભરે, જગુપતિ જગભડથાર.

હે જદુપતિ, અષાઢી મેઘ વરસી રહ્યો છે, મોર મલ્હાર ગાય છે, રાધાને માધવ સાંભરે છે.

અષાઢ આવે છે, આકાશમાં સઘન મેઘ ઉમટી આવ્યો છે, આભના ગાભ ફાડી નાખતી વીજળી તેજલી તલવારની જેમ ચમકી રહી છે, વનશ્રી લીલા વસ્ત્ર સજી મેઘરાજાને સત્કારવા પ્રફુલીત બની રહી છે, દૂર દૂરના ડુંગરામાં સાવજ ડણુકી રહ્યો છે, મોરલા આનન્દના ઉન્માદમાં ટહુકી રહ્યા છે, કવિથી ગવાઈ જાય છેઃ

વીજળી મશાલુંવાળી ઝળેળી આકાશવેગે,
ધરી રંગ લીલા પીળાં ખેંચીઓ ધનુષ,
ચોપદારા લલકારા મોરલા ઝીંગોર્યો સારા,
મેઘ ઓતરાદા ચડયા, હરખ્યા મનુષ્ય.

વીજળીરૂપી મશાલોથી આકાશ ઝળહળી ઉઠયું, લીલાં પીળાં મેઘધનુષ ખેંચાયા, છડીદાર મોરલાઓએ નેકી પૂકારી. ઉત્તર તરફથી મેઘરાજાની સ્વારી ચઢી આવતી હતી. મનુષ્યો આનંદમાં આવી ગયા.

ગહકે મોરાં ગરવરે, સજે વાદળ સામાઢ,
ધર ઉપર જાંઞુ ધણી, આઇ રત ·અષાઢ.

ઋતુસૌંદર્યને આલેખતો લોક–કવિ મોરને ભૂલતો નથી. તેનું અનુપમ સૌંદર્ય અને મીઠો ટહુકો :લોક–કવિના હૃદયમાં વસી જાય છે, અને મોર લોકગીતોમાં અમર થઇ જાય છે.

# ચીનની સ્ત્રીઓ

મૂળ લેખક
મેડમ ચાંગ કાઈ શેક
અનુવાદક
કુ. પ્રિયબાળા શાહ
*
( મહાના અંકથી ચાલુ )

**એ**કય માટેનું ખાતું (Co ordinating) department)—આ ખાતું દેશની સ્ત્રીઓના પ્રચાર સાથે તપાસ, પત્રવ્યહવાર અને વ્યક્તિગત મુલાકાતો સાથે સંબંધ ધરાવે છે. શરૂઆતમાં તો વિદ્યાર્થીઓ અને ભરતીમાં ગયેલાં કુટુંબીઓ સાથેના કામની અગત્ય પર ભાર મૂકતું હતું. વળી વધારામાં સ્ત્રીઓના ખાસ હિત માટેની દેશની હિલચાલ સાથે બધી સ્ત્રીઓના પ્રચાર સાથે સંબંધ રાખે છે. દાખલા તરીકે *Offer gold to the state movement;* thriff movement અને બીજી અનેક જાતની હિલચાલો સ્ત્રીઓની સલાહકાર સમિતિનાં ખાતાઓથી ભરાઇ ગઈ નહોતી ત્યારે આ ખાતાએ સમગ્ર દેશમાં સ્ત્રીઓને જ માટે પ્રચારનું કામ રાખ્યું હતું અને તેમને સલાહ અને સૂચનાઓ આપી હતી; કારણ કે, તે વડે આ હિલચાલની ફતેહમાં તેઓ પોતાનો ફાળો આપી શકે. આ ખાતાએ દેશના બંધારણ માટેના સ્વીકાર.માટે પણ people's national congressમાં સ્ત્રીઓના હિતને માટે વિધાસરની ચર્ચા શરૂ કરી હતી.

(૨) તાલીમ કેન્દ્રમાં કેળવાયેલા માણસોની અછત એ જ સૌથી મોટી મુશ્કેલી શરૂઆતમાં હતી.એક સ્ત્રીની દોરવણી હેઠળ ૨૦ કાર્યકરોની એક ટુકડી બનતી, તે સ્ત્રી એમને સલાહ આપવાનું કામ કરતી. આવી સ્ત્રી ઘણું ખરૂં કોલેજની સ્નાતિકા હોય છે અને તેણે આખો તાલીમનો અભ્યાસક્રમ પૂરો કરેલો હોય છે.

શરૂઆતથી જ બાળાઓને ગ્રામ્ય પ્રદેશના વતનીઓની નજદિક કેમ જવું, ચારિત્ર્ય ઘડતરમાં કેવી રીતે સૂચના આપવી, લોકોના જીવનનું ધોરણ કેમ સુધારવું, લોકોના હિતનું સંરક્ષણ કેમ કરવું, અને યુદ્ધના વિજય માટે અંતઃકરણ પૂર્વક નિઃસ્વાર્થ ભોગ કેમ આપવો તે શિખવવામાં આવે છે. આ ખાતાનું કામ ખૂબ જ સંતોષકારક થતું હોવાથી તેને માટે એક ટુંકા અભ્યાસક્રમવાળી વિદ્યાપીઠ સ્થાપવાનું નક્કી કર્યું હતું. આથી તાલિમ પામેલા કાર્યકરો પોતાના વતનના શરૂઆતના કાર્યકરોને તાલીમ આપી શકે. આ રીતે ૧૫૦ સ્ત્રીઓ કોલેજની તાલીમ મેળવીને તૈયાર થઇ. તેમણે ટુંકો છતાં ઉપયોગી ત્રણ મહિનાનો અભ્યાસક્રમ તૈયાર કર્યો હતો અને આખરે તેઓ સ્નાતિકા થઇ છે. આ રીતે સ્ત્રીઓની તાલીમ આખા દેશમાં ફેલાઇ છે, છતાં પણ શરૂઆતના વિદ્યાર્થીને તાલીમ આપવાનું આ ખાતા માટે તદ્દન અશક્ય છે.

લગભગ આ બધાં સ્નાતકોએ જવાબદારી અને વિશ્વાસનું સ્થાન જમાવ્યું છે, છતાં પણ તેઓ સ્ત્રીઓની સલાહકાર-સમિતિ સાથે જોડાઇ જાય અને તેમની ફતેહ પૂર્વક યોજાએલી રીતોથી માહિતગાર થાય તો તેમના કાર્યની અસર ખૂબ વધારી શકે.

છેલ્લા સ્નાતક વર્ગના ઘણા અગત્યના બે પરિણામો હમણાં જ બહાર પડયાં છે. દેશના દરેક ભાગમાંથી સ્ત્રીઓ નવી હિલચાલના જુસ્સા અને તાલિમથી માહિતગાર થઇ છે અને તેઓને દેશના બીજા વિભાગની સ્થિતિ પોતાના વિદ્યાર્થીઓની ખૂબ જ નિકટમાં આવીને જાણવાના પ્રસંગો પણ પ્રાપ્ત થાય છે.

(૩) યુદ્ધ સેવાના—આ ખાતાએ હાન્કોવની પડોશમાંથી પોતાનું કામ આરંભ્યું.

સ્થાનિક સ્ત્રીઓને તેમના ઘરમાં જ

તાલિમ આપી. પોતાને બીજે ખસેડી લેવામાં આવે તો પણ કાર્ય ચાલુ રહે એ ઇરાદે તેમણે સ્થાનિક કાર્યકર્તાઓને પણ તાલિમ આપી.

આ ખાતાના સભ્યો ખેતરમાં તેમ જ હોસ્પિટલોમાં કામ કરે છે. તેઓ ઘાયલ થયેલાઓને પત્રો લખી આપવાનું કામ કરે છે તેમની પૂરેપૂરી બરદાસ્ત કરે છે અને દરેક રીતે તેમનો જુસ્સો ટકી રહે તેમ કરે છે.

કન્યાઓ પણ સૈનિકોના હિત ખાતર ઘણા ઉત્સાહથી જાગ્રત થઇ છે. તેઓએ લોકોને કૂચ કરતાં શિખવ્યું અને સ્થાનિક સત્તાવાળાઓને ખાતરી કરાવી આપી કે આ માણસો બાહુતી નથી, પણ દેશના રક્ષણ ખાતર પોતાના જીવનનું બલિદાન દેવા તૈયાર છે.

પોતાના વિભાગમાં આ કન્યાઓ ખુલ્લી રીતે કાર્ય કરતી હોવાથી રૂઢિચુસ્ત લોકોએ તેમનો વિરોધ કર્યો. છતાં પણ વૃદ્ધો પ્રત્યે તેઓ સન્માનની દૃષ્ટિથી જોતી અને તેઓને પોતાનામાં લેવાની ઇચ્છા રાખતી. અમે તેટલો વિરોધ હોવા છતાં પણ તેનો સામનો કરીને ફતેહ મેળવી અને ગ્રામ્ય કન્યાઓને તાલિમ આપીને પોતાનું કાર્ય સોંપવામાં ફળિભૂત થઇ.

યુદ્ધમાં વિજય મેળવવા માટે મદદનીશોને શોધવા મથતી કન્યાઓ સમાજના એકેએક થરમાં ઉંડે ઉતરી છે. પોતાને સહાયરૂપ થઇ શકે તેવી સ્ત્રીઓને એકઠી કરી, તેઓને પોતાના જીવનનું ધ્યેય ઉચ્ચ કરવા સમજાવ્યું. જેઓ આ ક્રાંતિમાં નહોતા તેઓ પણ પોતાનું સ્વદેશાભિમાન બતાવવા આતુર બનતી અને તેથી જાસુસોની હિલચાલ પર દેખરેખ રાખતી, તેમને માટે ફરિયાદો દાખલ કરતી અને વળી દગાખોરોની પ્રવૃત્તિઓને વ્યર્થ કરવાનું સૌથી ઉત્તમ કાર્ય કરતી.

આ ખાતાનું મુખ્ય કામ તો લોકોમાં સ્વદેશાભિમાનની લાગણી કેળવવાનું, સંસ્કૃતિના ખાતાના સહકારથી સંસ્કૃતિનું ધોરણ ઉંચું લાવવાનું કાર્ય અને ઉત્પત્તિ વિભાગની સહાયથી લોકોની આજિવિકાનું ધોરણ ઉંચું બનાવવાનું હતું.

આ ખાતુ ડૉ. સુન યુતસેનના ત્રણ સિદ્ધાંતોમાંના એક ઉપર ભાર મૂકે છે.—લોકોની આજિવિકાના સિદ્ધાંતની તપાસના પરિણામે મેડમ સુન યુતસેનએ નોંધ લીધી હતી કે, જ્યાં જ્યાં આ ખાતાનું કામ ચાલતું ત્યાં ત્યાં સ્વચ્છતા અને અને લોકોની તંદુરસ્તી ધ્યાન ખેંચતી.

આ ખાતાએ બહુ જ થોડો સમય કામ કર્યું છે, છતાં પણ તેની અસર નીચે કેટલા માણસો આવી ગયા તેનો આંકડો મેળવવો મુશ્કેલ છે. સ્થાનિક કાર્યકરો અને સત્તાવાળાઓના વખાણથી ભરપુર કાગળોમાંથી ધ્યાન ખેંચાય તેવું કાર્ય જાણી શકાય છે. તેઓની તીવ્ર ઇચ્છા લોકોની સેવા કરવાની હોવાથી ખૂબ ફતેહ મળી છે. તેઓ એક ઘેરથી બીજે ઘેર જતાં, સભાઓ ભરતાં, પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે વર્ગો ચલાવતાં, સ્વદેશાભિમાન સચવાઇ રહે તેવા વિષયો પર નાટકો ભજવતાં અને આ કટોકટીના સમયે શું થઇ રહ્યું છે તેની જાણ માટે યુદ્ધના ચિત્રો બતાવતાં.

સલાહકાર મંડળ જુદા જુદા પરગણાઓના મેજિસ્ટ્રેટના સંપર્કમાં આવવાનું કાર્ય કરે છે અને તેમના પર એવી છાપ પાડે છે કે અમારી સ્ત્રીઓ તમારા બંધારણમાં ડખલ કરતી નથી, કિંતુ તેઓ લોકોને સારા નાગરિક બનાવવા પ્રયત્ન કરે છે. આપણું ધ્યેય પાર પાડવા માટે તમારા સહકાર અને મદદની જરૂર છે. આથી કોઈ પણ જાતના અપવાદ વગર મેજિસ્ટ્રેટ સંપૂર્ણ સહકાર આપે છે અને તેનું પરિણામ એ આવે છે કે સ્થાનિક સત્તાવાળાઓ અને પ્રજાની વચ્ચે સારી સમજુતી માટે કાર્યકર્તાઓ પ્રયત્નો કરે છે.

સાધારણ રીતે લોકોમાં મિત્રભાવ હોય છે. તેઓ પોતાના યુવાન કાર્યકરોની સરલ અને

માયાળુ રીતભાતો આવકારે છે. કેટલીકવાર તેઓ આદરભાવથી કન્યાઓને ભેટે છે.

થોડા મહિનાની તાલીમ આપ્યા બાદ કાર્યકર્તાઓને એમ લાગે છે કે સ્થાનિક બાળાઓ પૂરતા પ્રમાણમાં તાલીમ મેળવી ચૂકી છે ત્યારે તેઓ વધુ વિજય મેળવવા બીજું નવું ક્ષેત્ર શોધે છે. અને સ્થાનિક બહેનોને મદદ કરવા માટે બે ત્રણ કાર્યકર્તાઓને દેખરેખ માટે રાખે છે કે જેથી તેમનું કાર્ય લથડી ના પડે.

વિયોગના દશ્યો હંમેશા હૃદયસ્પર્શી હોય છે. કોઈપણ જાતના અપવાદ વગર ગ્રામ્યજનો આંખમાં આંસુ સાથે શુભેચ્છાઓ દર્શાવતા ઘણા માઇલો સુધી વળાવવા આવે છે. અને આવી લાગણી વ્યક્ત કરતાં ગામડાના કેટલાયે દાખલાઓ સ્ત્રીઓની સલાકાર સમિતિની ઓફીસની દીવાલ પર શોભી રહ્યા છે.

ઠેકઠેકાણે મુલાકાતો ગોઠવવામાં આવી હતી. એક પરગણામાં મેં અને મારી બહેને મુલાકાતે લીધી ત્યારે ૨૦૦૦૦ માણસો અમને સાંભળવા ભેગા થયાં હતાં. ચીનાઓના એકે એક સમારંભો—લગ્નથી માંડીને મરણ સુધીના—માં થતા ઘોંઘાટની ગણતરી કરતાં આ સભામાં તો સંપુર્ણ શાંતી અને વ્યવસ્થા જણાતાં હતાં. અમે જે કાંઈ કહીએ તે સઘળું સાંભળવા શ્રોતાઓ આતુર હતાં. આથી જ ટાંકણીનો અવાજ સંભળાય તેવી શાંતિ હતી. સભા દરમ્યાન હવાઈ હુમલાઓની ચેતવણી અપાઈ તો પણ ભય નહોતો. જ્યારે અમારી બહેનોએ તેમને છુટાછવાયા થઈ જવાનું કહ્યું ત્યારે તેમણે શાંતિથી જ તેમના હુકમનો અમલ કર્યો. આટલાં થોડાં અને નાનકડાંઓ કેવી સરસ રીતે લોકોના અણઘડ અને મોટાં ટોળાંને આટલી કુશળતાથી દોરવણી આપે તે ખરેખર અજાયબ પમાડે તેવું જ છે. જુના ચીનમાં આ નવી વાત !

આ પરગણામાંનો એકનો અહેવાલ મારી પાસે છે. તે બતાવે છે કે બહેનની એક ટુકડીએ ૭ મહિનામાં સ્થાનિક સ્ત્રીઓની મદદથી ૩૦૦૦૦૦ માણસોના જીવન પર અસર કરી છે. આ કુટુંબોમાંની એકાદે તો જેલવાસીઓની સાથે પણ કાર્ય કર્યું છે. શરૂઆતમાં કેદીઓ તેમની મશ્કરી કરતાં અને તેમના પ્રત્યે બીલકુલ ધ્યાન નહીં આપતા, છતાં પણ ખૂબ જ ખંત અને હઠીલા અને માયાળુ સ્વભાવથી આ હઠીલા કાર્યકરોએ તેમના પર વિજય મેળવ્યો. જ્યારે હું એ પ્રદેશમાંથી પસાર થતી ત્યારે ત્યાંની બહેનો જેલવાસીઓએ બનાવેલા દીવાલ પરના ચિત્રો અભીમાન પૂર્વક બતાવતી. આ ચિત્રોમાં જાપાનીસ સૈનિકોદ્વારા પોતાની ઉપર થતી કનડગત અને પોતાના દેશબાંધવોને તેનો સામનો કરવા વિનવતા ચિત્રો હતા.

આ બહેનોને પગાર આપવામાં નથી આવતો. તેઓને ગણવેશ આપવામાં આવે છે, છતાં પણ તેઓને જે કાંઈ થોડું આપવામાં આવે છે તેમાંથી તેઓ ખૂબ જ ગરીબજે પોતાને માટે મીઠા જેવી મામુલી વસ્તુ પણ ખરીદી શકે તેમ હોય ન તેમને—માટે બચાવે છે. એક વખતે મેં આ બહેનોને ભારપૂર્વક ગરીબોની તબિયત સારી રાખવા માટે કહ્યું અને વધુમાં એમ પણ કહ્યું કે, જો તમને આપવામાં આવે છે તે પૈસા પૂરતા ના હોય તો વધારે રકમ આપવા હું પ્રયત્ન કરીશ; પરંતુ તેનો અર્થ તો એ જ થાય કે વધુ પૈસાથી વધુ કાર્યકર્તાઓ તૈયાર નહીં થઇ શકે. મેં તેમને પૂછ્યું, 'બોલો, તમે શું પસંદ કરશો? પૈસા કે કાર્યકર્તાઓ?' એકદમ બહેનો ગરજી ઉઠી: "અમારે માટે તમે ચિંતા કરશો નહીં. આખા દેશમાં વધારે કાર્યકર્તાની જરૂર છે, અને તે પછી વિજય એકદમ આવશે.' આ જ પ્રકારનો જુસ્સો મારી જોયેલી તમામ ટુકડીઓમાં દેખાતો હતો.

આ અમારા નાના કાર્યકર્તાઓની ફત્તેહનો મોજુદ પુરાવો છે.

(ગતાંકથી ચાલુ)

## ૧૦. પીરે કયુરી સાથે ઓળખાણ

મેરીએ અત્યાર સુધી પોતાના જીવનમાંથી પ્રેમ અને લગ્નને બાતલ રાખ્યાં હતાં. આમાં કાંઇ અસાધારણ નહોતું. પ્રથમ પ્રેમમાં નિષ્ફળતા વરેલ ગરીબ છોકરી બીજું શું કરે? મેરીએ ફરીવાર પ્રેમમાં ન પડવાની પ્રતિજ્ઞા લીધી હતી. દરેક કામમાં એમ જ બને છે. મહાન ચિત્રકાર કે સંગીતકાર કે કોઇ બીજી કલાને વરવા તલસતી સ્ત્રીઓ પ્રેમ, લગ્ન ઇત્યાદિની ભાંજગડમાં પડતી નથી. એમાં નિષ્ફળ થાય ત્યારે જ લગ્નનો વિચાર કરે છે. મેરીએ વિજ્ઞાનની સેવામાં પોતાની જાતને અર્પી હતી. તેમાં બીજા કોઇને સ્થાન નહોતું.

ગરીબાઇમાં પીડાતી અને અતિશય કામથી દુઃખી થતી, છતાં મેરી પોતાના સ્વપ્નાંમાં મસ્ત-રહેતી. તેને ફુરસદ શું છે એની ખબર ન હોતી અને તેના ભયંકર પરિણામોની જાણ નહોતી. તેનું અભિમાન અને બીકણતા તેના રક્ષક થઈ પડતા; તે એટલી જ અણુવિશ્વાસું થઇ હતી. પ્રથમના પ્રેમપ્રસંગ પછી મેરી એવા નિર્ણય પર આવી હતી કે ગરીબ છોકરીઓની પ્રત્યે પુરુષો માયા કે પ્રેમ દાખવતા નથી. આવા વિચારોમાં તે અત્યાર સુધી પોતાની સ્વતંત્રતાને વળગી રહી હતી.

પોતાના શુષ્ક જીવનમાં વિષ્ફૂટી પડેલી એક બુદ્ધિશાળી યુવતી આમ કરે તેમાં નવાઇ નથી. પણ એ ખરેખર આશ્ચર્યની બીના છે કે એક બુધ્ધિશાળી ફ્રેંચ વૈજ્ઞાનિક આ પોલિશ યુવતી માટે બેસી રહે—અજાણતાં તેની રાહ જોયા કરે. બાળક મેરીએ સોરબોનમાં વિદ્યાભ્યાસ કરવાના સ્વપ્નાં સેવ્યાં હતાં. તેજ વખતે સોરબોનના પીરે કયુરીએ પોતાની નોંધપોથીમાં નીચેના શબ્દો લખેલા એ ખરેખર વિધિનો સંકેત લાગે છેઃ

# જગતની મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક



# મેડમ કયુરી

લેખકઃ
ડૉ. નરસિંહ મુળજીભાઈ શાહ

*

"બુધ્ધિશાળી સ્ત્રીઓ વિરલ છે."

વર્ષો વહી ગયાં. પીરે કયુરીએ તો વૈજ્ઞાનિક સંશોધનમાં પોતાની જાતને પરોવી દીધી. અત્યાર સુધી સુંદર છોકરીઓ અનેક આવી ને ગઇ પણ તેણે કોઇને ન ચાહી. પાંત્રીસ વર્ષની ઉમર થઈ ગઈ.

૧૮૯૪ ની શરૂઆતમાં વિદ્યાર્થી મેરી અને મોન્સીયર કયુરીની પ્રથમ ભેટ કેવી રીતે થઈ તે મેરીના શબ્દોમાં ટાંકીએઃ

"હું આવતી હતી ત્યારે પીરે કયુરી સ્વેશમાં જતાં બારણા નજીક એક બારીની જગ્યામાં ઉભા હતા. મને તે યુવાન લાગ્યા—જોકે તેમની ઉમર પાંત્રીસ વર્ષ ઉપરની હતી. તેમની સ્વચ્છ દ્રષ્ટિએ મને આકર્ષી: તેમનામાં એક પ્રકારની બેદરકારી પણ દેખાતી હતી. તેમની સાદાઇ, વિચારાત્મક વાતચીત અને સ્મિતોએ મારામાં વિશ્વાસ પેદા કર્યો. અમારી વાતચીત શરૂ થઇ અને મિત્રાચારી વધી. વાતચિતનો વિષય વિજ્ઞાનને લગતા સવાલો હતા."

ફ્રીબર્ગ યુનિવર્સિટીના ભૌતિક વિજ્ઞાનના પ્રોફેસર કોવાલ્સ્કી પોલાંડના વતની હતા. તેઓ તેમની પત્ની સહિત પારીસ આવવાના હતા. મેરીને શ્રીમતી કોવાલ્સ્કી સાથે ઓળખાણ હતી. પોતાના આગમનની ખબર પ્રોફેસરે મેરીને લખી જણાવી હતી. પ્રોફેસરે પારીસમાં ભાષણો આપ્યાઃ વિજ્ઞાન મંડળોની સભાઓમાં હાજરી આપી. મેરીને સ્નેહપૂર્વક ખબર અંતર પૂછ્યા. મેરીએ પોતાનું અંતર ઠાલવ્યુંઃ 'જુદીજુદી ગજવેલોના લોહચુંબકીય ગુણોનો અભ્યાસ કરવાનું મને સોંપાયું છે. પ્રોફેસર લીપ્પમાનની પ્રયોગશાળામાં કાર્ય ચાલે છે, પણ લોહના ખનીજ અને બીજા નમુનાઓનું પૃથકકરણ કરવાની જરૂર છે. આ કાર્યમાં ખૂબ સાધનોની જરુર છે. પ્રયોગશાળામાં જગ્યા નથી અને પ્રયોગો આગળ ચલાવવા શું કરવું તે મને સમજાતું નથી.'

થોડીકવાર વિચાર કરીને કોવાલ્સ્કીએ જવાબ આપ્યો. 'મને એક વિચાર આવે છે. હું એક વૈજ્ઞાનિકને ઓળખું છું. તેઓ કદાચ તમને જગ્યા કરી આપે. ગમે તેમ પણ તે તમને સલાહ આપી શકશે. કાલે મારે ત્યાં ચા પીવા આવવાનું આમંત્રણ છે. વૈજ્ઞાનિકને પણ હું નોતરીશ. આપણે બધી વાતો કરીશું. તેમના નામની તમને ખબર હશેઃ પીરે ક્યુરી."

સાંજે બધા મળ્યા. ફ્રેંચ વિજ્ઞાની અને પોલિશ વિદ્યાર્થીની વચ્ચે સહાનુભૂતિપૂર્વક વાત થઈ.

પીરે ક્યુરીમાં ગંભીરતા અને બેદરકારીના સંમિશ્રણથી ઉપસ્થિત એક પ્રકારનું વ્યક્તિત્વ હતું. તેઓ ઉંચા હતા. જૂની ફેશને કાપેલા તેમનાં કપડાં તેમના શરીરપર ઢીલા પડતા પણ તે તેમને બરાબર લાગતા. તેમનામાં કુદરતી સૌંદર્ય હતું. તેમના હાથ લાંબા અને લાગણીદર્શક હતા. તેમનો ચહેરો ખરબચડી દાઢીને લીધે લાંબો દેખાતો. તેમની શાંત આંખો તેમાં ખુબસુરતી પૂરતી. તેમની દૃષ્ટિ ઉંડી અને ગંભીર લાગતી. પોતે ખૂબ થોડું બોલતા. ઉતાવળો સાદ કદી કાઢતા નહીં. વિરલ બુધ્ધિ અને વિશિષ્ટતા તેમનામાં ન દેખાય એ અસંભવિત હતું. પીરે ક્યુરી માનવતાનાં અદ્વિતીય નમુના હતા. તેમનું ખમીર ઉમદા હતું.

તેમને મેરી સ્કલોડોવ્સ્કા ખરેખર આશ્ચર્યકારક છોકરી લાગી. વાતચિત વિજ્ઞાનના પ્રશ્નોપર વળી. મેરીએ આદરપૂર્વક પ્રશ્નો પૂછ્યા અને પીરે ક્યુરીની સૂચનાઓ ધ્યાનપૂર્વક સાંભળી. તેમણે મનમાં વિચાર કરવા માંડ્યોઃ પોતે જે કામ કરે છે તેને લગતી વાતો પારિભાષિક શબ્દો અને ગુંચવણભર્યાં સૂત્રોમાં એક સ્ત્રી સાથે કરવી એ કેવી વિચિત્ર વાત છે; એટલું નહીં, પણ એ આ સ્પષ્ટતાથી વિગતોની ચર્ચા કરે અને સમજે એ કેટલું આહ્લાદક છે!!

મેરીના ચહેરા સામે એમણે જોયું. તેમાં કોઇ પણ જાતની ટાપટીપ નહોતી. મેરી સંબંધી પ્રોફેસર કોવાલ્સ્કીએ કરેલ બધી વાતો યાદ કરીઃ પૈસા વિના અભ્યાસ કેવી રીતે કર્યો હતો....

"તમે ફ્રાંસમાં કાયમ માટે રહેવા ઇચ્છો છો ?" સહજ તેમણે પ્રશ્ન કર્યો.

"ચોક્કસ નહીં. આ ઉનાળામાં પાસ થયા પછી વોરસો જવાની છું. શિક્ષકનો ધંધો લઇશ. પોલાંડના વતનીઓને સ્વદેશ ત્યજવાનો હક્ક નથી." મેરીએ રણકતા અવાજે જવાબ આપ્યો. તેના ચહેરાપર એક વાદળી ફરી ગઈ. પીરે ક્યુરીના મનમાં મેરીને ફરી મળ વાની ઇચ્છા થઇ.

## ૧૧. પીરે ક્યુરી

આ પીરે ક્યુરી કોણ હતા?

મોન્સીયર ક્યુરી ફ્રાન્સના બુદ્ધિશાળી વૈજ્ઞાનિક હતા. પણ 'ઘરનો જોગી જોગટો' એમ

સ્વદેશમાં તેમને કોઈ ન ઓળખતું પણ પરદેશી વૈજ્ઞાનિકોમાં તેમની કીર્તિ સારી રીતે ફેલાયેલી હતી.

તેમનો જન્મ ૧૮૫૯ના મે માસમાં થયો હતો. તેમના પિતા દાકતરનો ધંધો કરતા અને વૈદકીય સંશોધનમાં રસ લેતા. દાકતરને બે દીકરા હતા: મોટો જેક અને નાનો પીરે. બંને ભાઈ નાનપણથી વિજ્ઞાનના અભ્યાસમાં રસ લેતા થયા હતા. પીરેનું મગજ સ્વતંત્રતાપ્રિય અને વિચારશીલ હતું એટલે શિસ્તના બંધનોમાં તે ન રહી શકતો. કોઇ દિવસ પીરેએ નિશાળનું મોં જોયું નહોતું. દાકતરે પોતે શરૂઆતમાં તેને શિક્ષણ આપ્યું. પીરેને પછી એક સારા શિક્ષકને સોંપી દીધો. પરિણામે, સોળ વર્ષની ઉંમરે પીરે ગ્રેજ્યુએટ થયો અને ૧૮ વર્ષની ઉમરે એમ. એ.ની પદવી લીધી. બીજે જ વર્ષે વિજ્ઞાનની ફેકલ્ટીમાં તેની મદદનીશ તરીકે નીમણુંક થઇ. પાંચ વર્ષ સુધી તેમણે કામ કર્યું. બંને ભાઇ સાથે સંશોધન કરતા, અને થોડા સમયમાં 'પીએઝો ઇલેકટ્રીસીટી'ની શોધ કરી. ૧૮૮૩માં બંને ભાઇઓને છૂટા પડવું પડયું. જેક મોંટપીલરમાં પ્રોફેસર તરીકે નીમાયો. અને પીરે પારીસની ભૌતિક અને રસાયન વિજ્ઞાનની કોલેજમાં વડા તરીકે નીમાયો. પણ પોતાનું સંશોધન કાર્ય તેણે મૂકી દીધું નહીં. 'ક્યુરી સ્કેલ,' 'ક્યુરી લૉ' એવા અંગત્યના સિદ્ધાંતો શોધી કાઢયા. આટલું બધું ઉચ્ચ કોટિનું કામ કરવા છતાં તેનો પગાર માત્ર ૩૦૦ ફ્રાંક હતો—અને તે પણ પંદર વર્ષની નોકરી પછી.

સુપ્રસિદ્ધ બ્રિટીશ વૈજ્ઞાનિક લોર્ડ કેલ્વીને ૧૮૯૩ના ઓક્ટોબરમાં ફ્રાંસમાં પગ મૂકયો. પહેલું કામ તેમણે મોન્સીયર ક્યુરીને પોતાના આગમનની ખબર આપવાનું કર્યું અને મેળાપનો સમય ગોઠવ્યો. બ્રિટીશ વૈજ્ઞાનિકને લાગી આવ્યું કે, આવો બુદ્ધિશાળી વૈજ્ઞાનિક ઢસરડો કરે છે; તેનો કોઇ ભાવ પૂછતું નથી અને તેને કોઇ મદદનીશ પણ આપવામાં આવ્યો નથી

મોન્સીયર ક્યુરીનો સ્વભાવ અજબ હતો. મોટી જગ્યાઓ માટે અરજી કરવી એ તેમને નૈતિક વિનીપાત લાગતો. કોઇ એક મોટી જગ્યા માટે અરજી કરવા મિત્રોએ સૂચવ્યું. તેના જવાબમાં તેમણે નીચે પ્રમાણે લખ્યું હતું :

"અમુક પ્રોફેસર જાય છે; તેની જગ્યા માટે મારે અરજી કરવી એમ મને સૂચવો છો. કોઇ પણ જગ્યા માટે ઉમેદવારી કરવી એ ગંદુ કામ છે: મને એ આવડતું નથી. એથી તો માણસનો નૈતિક વિનીપાત થાય છે. આવી બાબતોમાં મન પરોવવું એ નાદુરસ્ત મગજના કામ સિવાય બીજું કાંઇ નથી એમ હું માનું છું."

મોન્સીયર પીરેની સ્કૂલના નિયામકે તેમને માટે ફ્રેંચ એકેડેમીના માનની ભલામણ કરી તે પરત્વે તેમનો નીચેનો પત્ર જાણવા જેવો છે:

'આપ મારી એકેડેમીના પ્રીફેક્ટ માટે ભલામણ કરવાના છો એમ મોન્સીયર મુઝેર મને કહે છે. આવું ન કરવા આપને મારી વિનંતિ છે. આ માન તમે મને મેળવી આપશો તો મારે દુ:ખપૂર્વક અસ્વીકાર કરવો પડશે. મેં કોઇ પણ માન ન સ્વીકારવાનો નિશ્ચય કરેલો છે. લોકોની દ્રષ્ટિએ હાસ્યાસ્પદ લાગે એવું પગલું ભરવામાંથી આપ મને બચાવી લેશો એવી આશા રાખું છું. મારા પ્રત્યે હમદર્દીનો કોઇ પૂરાવો આપવાની આપની ઇચ્છા હોય તો, આપે તે કરી બતાવ્યું છે. અને મને મારા કામ માટે સાધનો પૂરા પાડો છો અને નિર્વિઘ્ને સંશોધન કરવા દયો છો એ આપની મારા પ્રત્યેની લાગણીનો સબળ પૂરાવો છે.'

મોન્સીયર ક્યુરી એક અચ્છા લેખક પણ હતા: કળાકાર હતા; અને કવિ પણ હતા.

મોન્સીયર ક્યુરીએ પોલિશ વિદ્યાર્થી સાથે મિત્રાચારી કેળવવા માંડી. બે ત્રણવાર ફીઝીક્સ સોસાયટીની બેઠકોમાં મુલાકાત થઈ. પોતાનાં સંશોધનનો છેલ્લો પ્રગટ થયેલો લેખ મેરીને "કર્તાના માનસહિત" મોકલ્યો. મુલાકાતની માગણી કરી. મેરીએ સ્થળ અને સમય આપ્યા. થોડા મહીના વહી ગયા. મિત્રાચારી વધવા લાગી. અરસપરસ જ્ઞાનવૃત્તિ અને વિશ્વાસ પણ વધતો ગયો. મોન્સીયર ક્યુરીને પોલિશ છોકરીએ મંત્રમુગ્ધ કર્યા. તેઓ મેરીની સલાહ મુજબ વર્તતા અને તેને અનુકૂળ રહેતા. મેરીએ તેમને નિબંધ લખી ડોક્ટરની પદવી મેળવવા પ્રેરણા કરી. પણ હજી એકેય પક્ષ તરફથી નિર્ણય લેવાનું પગલું ભરાયું નહોતું. મેરી હજી સ્વતંત્ર હતી. મુલાકાતોની પરંપરા ચાલુ હતી.

જુન મહીનાની એક સાંજે મેરી ગણિતની પરીક્ષાની તૈયારીમાં પુસ્તકો ઉથલાવી રહી હતી. ઉનાળાની ગરમી હતી. સામે ફુલદાનીમાં થોડા સફેદ ફુલો હતા. મોન્સીયર પીરે આવ્યા. મેરીએ ચા બનાવ્યો. વિજ્ઞાનના પ્રશ્નોની ચર્ચા ચાલી. પછી જરાય વાત બદલાવ્યા વિના મોન્સીયર પીરેએ કહ્યું: "હું ઇચ્છું છું કે આપ મારા માતા પિતાને મળવા આવશો. હું તેમની સાથે રહું છું. તેઓ સારા માણસો છે." અને માતા પિતા સંબંધી ખૂબ વાતો કરી. તેમનો સ્વભાવ વર્ણવ્યો. પોતાના બાળપણની વાતો કરી. પોતાના ભાઈ જેકની સાથે ખેલેલા સાહસોની વાતો કરી.

મેરી આ બધું આશ્ચર્યપૂર્વક સાંભળી રહી. તેમાં તેને પોતાના કુટુંબ ઇતિહાસ સાથે મળતાપણું લાગ્યું. પોતાનું દીલ ખોલીને તેણે પણ પોતાની વાતો કરી, અને કહ્યું કે "હું થોડા અઠવાડિયામાં પોલાંડ જવાની છું."

"ઓક્ટોબરમાં પાછા આવશોને? મને વચન આપો કે જરૂર આવશો. ત્યાં રહીને અભ્યાસ આગળ વધારી નહીં શકાય. હવે વિજ્ઞાનને છોડી દેવાનો તમને હક નથી..."

થોડીવાર ચૂપકી. પછી મેરીએ ઠગુમગુ અવાજે આસ્તેથી જવાબ આપ્યો: "હું માનું છું કે તમે બરાબર છો. ઘણું કરીને તો હું પાછી આવવા ઇચ્છું છું."

મોન્સીયર પીરેએ ભવિષ્યની વાત ઘણી વાર કરી. મેરીને પોતાની સાથે લગ્ન સંબંધથી જોડાવા કહ્યું, પણ જવાબ સંતોષકારક ન આવતો. મેરીના મનમાં મંથન ચાલી રહ્યું હતું: ફ્રેંચને પરણી પોલાંડ છોડવું; માબાપ છોડવા, બધી રાજકીય પ્રવૃત્તિ છોડવી—એ બધું ભયંકર લાગ્યું. કોઈ પણ જાતનું વચન આપ્યા વિના મેરી રજાઓમાં સ્વદેશ ઉપડી ગઈ.

પીરેના વિચારો મેરીની પાછળ દોડવા લાગ્યા. સ્વીટ્ઝર્લૅન્ડમાં મેરી થોડા અઠવાડિયા રોકાવાની હતી ત્યાં જવા વિચાર કર્યો; પોલાંડ જવાની પણ ઇચ્છા થઈ. પણ એ બધું ન થઈ શક્યું. પોતાનો મુદ્દો આગ્રહપૂર્વક આગળ ધપાવવા મોન્સીયર પીરેએ પત્રવ્યવહાર શરૂ કર્યો. એ માત્ર પ્રેમઘેલા પત્રો જ નહોતા. તેમાં વિજ્ઞાન, સમાજશાસ્ત્ર ઇત્યાદિ વિષયો પીરે લંબાણથી ચર્ચાપૂર્વક લખતા. આવા પત્રો લખવા એ જ કીર્તિ–પ્રાપ્તિ માટે શું પૂરતું નથી?

ઓક્ટોબર આવ્યો. પીરેનું હૃદય આનંદથી ખીલી ઉઠ્યું. મેરી પારીસ આવી ગઈ. પ્રયોગશાળામાં તે મળતી. આ વખતે તેણે બ્રોન્યાના દવાખાનામાં એક રૂમ રાખી: આ અંધારી ઓરડીમાં પીરેએ પોતાની મુલાકાતો ચાલુ કરી. પોતે પોલાંડ આવવા તૈયાર છે એમ પણ કહી દીધું. જો મેરીને પોતાના પ્રત્યે પ્રેમ ન હોય તો મિત્રાચારીભરી મહોબ્બત કરવા પણ પોતે તૈયાર છે. એક બંગલામાં રહેશું અને વચ્ચે પડદો નખાવી દઈશું એવી વિચિત્ર વિનંતિઓ પણ કરી જોઈ.

મેરીએ પોતાની બહેન બ્રોન્યાને પોતાની મુશ્કેલીઓ અને ચિંતાઓની વાત ખુલ્લા દીલે કરી. પીરેને જ્યારે ખબર પડી કે મેરીએ મીસીસ દ્લુસ્કાને વિશ્વાસમાં લીધી છે ત્યારે તેમણે તે બાજુ પ્રયત્ન શરુ કર્યો. બ્રોન્યાને પોતાના ઘેર લઇ ગયા. ડૉ. ક્યુરીના પત્નીએ નમ્ર અવાજે બ્રોન્યાને કહ્યું: 'મારા પીરે જેવો આ પૃથ્વી પર બીજો કોઇ નથી. તારી બહેનને આનાકાની કરવાની ના પાડ. બીજી કોઇના કરતાં પીરેની સાથે તારી બહેન ખૂબ સુખી થશે.' પણ લગ્નનો વિચાર સ્વીકારતાં મેરીને દશ મહિના લાગ્યા. જીવન અને ફરજના સિદ્ધાંતો મેરીને મુંઝવવા લાગ્યા.

સિદ્ધાંતો! મોન્સીયર પીરેને પણ સિદ્ધાંતો હતા. તેમણે મેરી સાથે ચર્ચા આદરી. છેવટે એક મુવાન સાખ્નીમાંથી પીરેએ એક શ્રી સર્જી. ૧૮૯૫ ના જૂલાઇની ૧૦ મી એ મેરીના ભાઇ જોસફે સ્કલોડોવ્સ્કા કુટુંબના આશીર્વાદ મેરીને મોકલ્યા. થોડા દીવસ બાદ મેરીએ પોતે પોતાની જૂની સખી કાઝીઆને લખ્યું: 'આ કાગળ તને મળશે તે પહેલાં મારૂં નામ ફરી ગયું હશે....હવેથી પત્ર નીચેના સીરનામે લખજે. મેડમ ક્યુરી, સ્કૂલ ઓફ ફીઝીક્સ અને કેમીસ્ટ્રી, ૪૨ રૌલ્હોમોન્ડ.'

જૂલાઇની ૨૬ મી એ પોતાની ઓરડીમાં છેલ્લી વાર મેરી રહેવાની હતી. એ અનેરો દિવસ હતો. તેનો ચહેરો આનંદમય અને ખૂબ-સુરત લાગતો હતો. તેના સહાધ્યાયીઓએ કોઇ દિવસ મેરીને આવી જોઇ નહોતી. આજે મેરી સ્કલોડોવ્સ્કા મટી મેડમ પીરે ક્યુરી થવાની હતી.

લગ્ન તદન સાદું હતું. સફેદ પોશાક, વીંટી કે જમણવાર—કાંઇ નહોતું. ધાર્મિક ક્રિયા પણ નહોતી. કારણ કે પીરે 'ફ્રી થીંકર' હતા. વકીલોની જરૂર નહોતી; કારણ કે બે બાયસીકલો સિવાય એમની પાસે બીજી પણ મીલ્કત નહોતી. હેલા અને મેરીના પિતા વોર-સોથી આવી ગયા હતા. યુનિવર્સિટીના સંબં-ધીઓ હાજર હતા. પીરે આવી પહોંચ્યા. ત્યાંથી મંડળ લક્ષેમ્બર્ગ સ્ટેશન ઉપડ્યું અને ડૉ. ક્યુરીના સ્હેકાણે પહોંચ્યું. વિજ્ઞાન ફેકલ્ટીના પ્રવેશ આગળ સોરબોન વિદ્યાલયની સામે મેરીએ પોતાના વર સાથે હાથ મેળવ્યો.

પ્રોફેસર સ્કલોડોવ્સ્કીએ શુદ્ધ ફ્રેંચ જબાનમાં વૃદ્ધ ડૉ. ક્યુરીને સંબોધી અંતઃકરણપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યા: "પ્રેમને લાયક એક દીકરી તમને મેરી સોંપડી છે: આ દુનિયામાં આવ્યા પછી કોઇ દિવસ તેણે મને દુઃખ આપ્યું નથી."

## (૧૨) સુખી દંપતી

મેરી જે કામ લેતી તેમાં હંમેશાં ફત્તેહ-મંદ થતી. લગ્નમાં પણ એમ થયું. પરણતાં પહેલાં એક વર્ષ સુધી વિચાર કર્યાં કર્યો. પરણ્યા પછી દીર્ઘદ્રષ્ટિ વાપરીને પોતાનો સંસાર શરુ કર્યો. પરિણામે દાંપત્યસુખ અદ્દ્ભુત નીવડ્યું.

પીરે અને મેરીનાં લગ્ન પછીના શરૂ-આતના થોડા દિવસો આકર્ષક હતા: બંને પોતાની બાઇસીકલ પર રખડ્યા કરતાં. થોડાં કપડાં; બે રેઇન કોટ— એટલો સામાન બાઇ-સીકલો પર ગોઠવાઇ જતો. કોઇ સુંદર જગ્યા શોધીને તેઓ ખાણું પતાવી લેતાં. સાંજે કોઇ વીશીમાં વાળુ કરી લેતાં. પીરેને ફ્રાંસના પ્રદે-શોમાં ભમવાનો ખૂબ શોખ હતો. શહેરી રીતે ગોઠવેલી પર્યટનની પદ્ધતિ તેમને ન ગમતી. મેરી પણ તેની સાથે ચાલ્યા કરતી.

શહેરથી દૂર એ શાંત વાતાવરણમાં દંપતીને ખૂબ મજા પડતી. એક દિવસ ખેડૂ-તના ઘરમાં બાઇસીકલો મૂકીને દંપતી સડક મૂકીને કેડીએ વળ્યાં. થોડાક ફળો અને કંપાસ સિવાય કોઇ સામાન ન રાખ્યો. એમ ખૂબ આગળ નીકળી ગયા. રસ્તામાં સંશોધનની વાત નીકળી. એવા આહ્‌લાદક વાતાવરણમાં બંનેએ થાક્યા વિના ચાલ્યા જ કર્યું. એક સુંદર તળાવ પાસે પહોંચ્યા. તે જગ્યાના પશુ પંખી અને વનસ્પતિ તપાસ્યાં. આ સુખી દિવસોમાં પતિપત્ની વચ્ચેનો સંબંધ ખૂબ

જાગ્યો. બે હૃદયો એક થયાં. બે શરીર છતાં એક અવાજ નીકળતો; બે બુદ્ધિશાળી વ્યક્તિઓ એક મતે વિચાર કરતી થઇ. મેરી પત્ની છતાં મિત્ર થઇ: વૈજ્ઞાનિક છતાં પ્રેમી બની.

ઉનાળો પૂરો થયો. હિંદ નામના એક ફાર્મ પર દંપતી ઠરીઠામ થયાં. આ શાંત રહેઠાણ બ્રોન્યાએ શોધી કાઢયું હતું. સગાં-સંબંધીઓનું મંડળ જામતું. પ્રોફેસર સ્કલો-ડોસ્કી તેમજ હેલા પણ આમાં ભળતાં. પીરે કયુરીએ આ બધાં પર પોતાની સુંદર છાપ પાડી; સસરા સાથે વિજ્ઞાનની ખુબ વાતો ચાલતી; બ્રોન્યાની નાની છોકરીને ખૂબ ગેલ કરાવતા. એ બધાને ખૂબ આનંદ આપતી. કોઇ વાર વૃદ્ધ ડોકટર તથા મીસીસ કયુરી પણ આવી જતાં. આ બધું સુંદર રીતે ચાલતું હતું. મેડમ કયુરીની ના છતાં મોન્સીયર પીરેએ પોલિશ ભાષા શીખવા માંડી.

મેડમ કયુરીના સસરા રાજકીય બાબ-તોની ચર્ચામાં આવેશપૂર્વક ઝંપલાવતા. અને તેમના પક્ષના બચાવમાં દલીલ પર દલીલ કર્યા કરતા. રાજકીય પક્ષોની લડતમાં તેમનો આત્મા રાચતો. મેડમ કયુરી આ બધું સાંભ-ળ્યા કરતી પણ મોન્સીયર પીરે એક બાજુ પોતાના કામમાં મસ્ત રહેતા.

કયુરી દંપતીનું ઘર તદન સાદું હતું. ફરની-ચર પણ નહિ જેવું રાખતા. આ બધું સાફ-સુફ રાખવાનો મેડમ કયુરીને સમય કયાં હતો? અને એ રાખવાની પણ શી જરૂર? તેઓનો મુલાકાત આવનારને તેઓ જરાય ઉત્તેજન ન આપતા. એક ટેબલ પર ચોપડીઓના ઢગલા; ટેબલના છેડે એકેક ખુરશી; સાદી દિવાલો. આવનાર માણસ કંટાળી જતો.

મોન્સીયર પીરેને એક જ ધૂન હતી: પોતાની પ્રિયતમાને બાજુએ રાખી વૈજ્ઞાનિક સંશોધનમાં મચ્યા રહેવું. મેરીને કામ ખૂબ ગમતું, પણ તેમાં હવે ગૃહ-જીવનની ઉપાધિઓ ઉમેરાઇ હતી, એટલે તેનું જીવન વધારે કષ્ટ-દાયક બન્યું હતું.

મોન્સીયર હવે ૫૦૦ ફ્રાંક કમાતા. આવકનું માત્ર આ સાધન હતું. મેડમ કયુરીને હજી શિક્ષક થવાનો ડીપ્લોમા મળ્યો ન હતો. આટલી આવકમાં વાંધો ન આવતો. મેડમ કયુરી કરકસરથી ઘર ચલાવતી. મેડમ કયુરી સવાર અને બપોર પ્રયોગશાળામાં કામ કરતી. ઘરનું બધું કામ પોતે કરતી—નોકર ન હતો. સવારમાં વહેલી ઉઠી મેડમ કયુરી બજારમાં ઉપડે અને સાંજે પ્રયોગ શાળામાંથી પાછા ફરતાં જોઇતો સામાન લેતી આવે. પ્રયોગશાળામાં જતાં પહેલાં સવારમાં શાકભાજી સમારીને તૈયાર રાખે. રસોઇની બનાવટમાં અનઘડ મેરી હવે વાનીઓ સુંદર રીતે તૈયાર કરતી. લગ્ન પહેલાં રસોડાના પાઠ શીખી લીધા હતા.

આઠ કલાક વૈજ્ઞાનિક સંશોધનમાં અને બે ત્રણ કલાક ઘર કામમાં. સાંજે રોજનું ખર્ચ ડાયરીમાં નોંધી લઇને મેડમ કયુરી ટેબલને છેડે ખુરશીમાં પોતાનું સ્થાન લઇ લે અને ફેલોશીપની હરિફાઇની પરીક્ષા માટે તૈયારી કરે. ટેબલને બીજે છેડે મોન્સીયર પીરે પોતાના ભાષણો તૈયાર કરવા ગોઠવાઇ જાય. રાતના બે ત્રણ વાગ્યા સુધી દીવો બળતો હોય; કાગળ પેન્સીલના અવાજ સંભળાતા હોય.

પરીક્ષાની તૈયારીમાં મેડમ કયુરી હેલાના લગ્નમાં પણ ન જઇ શકી. પરીક્ષાની તારીખ આવી ગઇ. પરિણામ બહાર પડયું. મેડમ કયુરી પ્રથમ નંબરે પાસ થઇ હતી. આનંદ માટે તેઓ પર્યટનમાં નીકળી પડયા.

લગ્નજીવનનું પ્રથમ વર્ષ આમ ચાલ્યું ગયું. ગર્ભાધાનને લીધે મેડમ કયુરીની તબીયત બીજે વર્ષે લથડવા લાગી. ૧૮૯૭માં દંપતીને બે વર્ષ પછી પ્રથમ વાર છુટા પડવા પડયું. મેરી પોતાના પિતા સાથે રહેવા થોડા વખત ગઇ હતી. ૧૮૯૭ના સપ્ટેમ્બરની ૧૨ તારીખે મેડમ કયુરીને દીકરી અવતરી—ઇરીન—ભવિ-ષ્યની નોબલ પારિતોષિક મેળવનાર.

# કાયદાની કલમે



રજુ કરનાર
**શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.**

(ગતાંકથી ચાલુ)

બીજી શરત એ ઠરાવી છે કે, અવસાન પામેલા સ્નેહી પ્રત્યે એણે વફાદાર રહેવું જોઇએ. યશવંતરાવ વિરૂદ્ધ કાશીબાઇમાં ન્યાયમૂર્તિ નાનાભાઇ હરિદાસે આપેલા ફેંસલામાં આ શરતનાં કારણોનો ઉલ્લેખ છે. આ કેસમાં તો પ્રતિવાદીપણ નં. ૧ તેના સ્નેહી વાદીના બાપને વફાદાર નહોતી એવી તકરાર જ નથી. એટલે એની મિલકતમાંથી ખોરાકી પોશાકી મેળવવાનો હક્ક પહોંચતો હશે તો એ અવસાન પામનાર સ્નેહી વફાદાર રહે ત્યાં સુધી એને મળ્યા જ કરશે.

ત્રીજી શરત મોંઘીબાઇ વિરૂદ્ધનાગુબાઇમાં એવી ઠરાવી છે કે, એવી રખાત પોતાના સ્નેહી સાથે એના કુટુંબીજન તરીકે જ રહેતી હોવી જોઇએ. પરન્તુ નાગુબાઇ વિરૂદ્ધ મોંઘીબાઇમાં એવો અભિપ્રાય દાખવવામાં આવ્યો છે કે, રખાતે એના સ્નેહી જોડે જ ઘરમાં એ સ્નેહીની પત્ની સાથે કુટુંબીજનતરીકે રહેવું જોઇએ એવું જરૂરી નથી. દયાબાઇ વિરૂદ્ધ કેસરબાઇમાં તો એવો ફેંસલો આપવામાં આવેલો છે કે, સ્નેહીના કુટુંબીજનો એને સ્વીકારે એવું પણ આવશ્યક નથી; સ્નેહી સાથેનો સંબંધ જાહેર હોય કે કુટુંબીજનોને તેની માહિતી હોય એવું પણ જરૂરી નથી.

રામ રાજા યાવર વિરૂદ્ધ પપામક્ષમાં ચોથી એવી શરત મૂકવામાં આવી હતી કે, તેને એ સ્નેહીથી સંતાન હોવાં જોઇએ. આ કેસમાં તો એ શરત અગત્યની છે કે નહિ, તેનો વિચાર કરવાની જ જરૂર નથી; કારણ કે વાદીના બાપથી પ્રતિવાદીપણને સંતાન છે. આ પ્રાંતમાં તો આવી શરત કદી અગત્યની લેખાઇ નથી.

છેવટે આનંદીલાલ બાલચંદ વિરૂદ્ધ ચંદ્રાબાઇમાં કામચલાઉ વડા ન્યાયમૂર્તિ શાહ અને ન્યાયમૂર્તિ ક્રમ્પે એક વધારે શરત મૂકી હતી કે, રખાત જારકર્મિણી ન હોવી જોઇએ. આ શરત આ કેસમાં પૂરી કરી શકાઇ નથી. પ્રતિવાદીપણ નં. ૧ વાદીના બાપની રખાત બની તે વખતે એનો પતિ હયાત હતો. એણે પોતાની પત્નીને ફારગતી આપી નહોતી, એટલું જ નહિ, પણ આ મુકરદમો ચાલે છે ત્યારે પણ હયાત છે. તેથી એમ દલીલ કરવામાં આવી છે કે, આ શરત વિરૂદ્ધ શાસ્ત્રનો કોઇ આધાર નથી. તે છેલ્લાં પચાસ વર્ષથી એ કાયદા તરીકે સ્વીકારાયેલો છે એટલે શાસ્ત્રનો આધાર ને કાયદાના નિર્ણયો વિચારવાની જરૂર છે.

કાત્યાયન અને નારદ પ્રમાણે વિજ્ઞાનેશ્વર કહે છે કે, અનુક્રમે તેમાં યોષિત્ અને સ્ત્રી શબ્દો વપરાયલા છે એમાં અવરુદ્ધા સ્ત્રીનો સમાવેશ થાય છે. એનો અર્થ 'કોઇ પણ પ્રકારના બંધનમાં મૂકાયલી સ્ત્રી' થાય છે. અવરુદ્ધાનો અર્થ વિજ્ઞાનેશ્વરે જાતે યાજ્ઞવલ્ક્યના સ્ત્રી સંગ્રહણ નામના ૨૪મા પ્રકરણના ૨૯૦મા શ્લોકમાં કરેલો છે. સહચાર કરવામાં કશી જ હરકત નથી, છતાં અવરુદ્ધા કે ભુજિષ્યા હોય તેની દાસીઓ વગેરે સર્વેચ ચ સાથે સહચાર કરે તેનો પચાસ પાન દંડ કરવાનો એ શ્લોકમાં ઠરાવ છે. આ શ્લોકની ટીકા કરતાં વિજ્ઞાનેશ્વરે અવરુદ્ધા ને ભુજિષ્યાનો અર્થ સમજાવ્યો છે. શ્રીયુત ઘારપુરેના અનુવાદ (પાનું ૪૦૬) પ્રમાણે અવરુદ્ધા એટલે પરપુરુષ સાથે સહચાર કરવાની સ્વામીનાથે મનાઇ ફરમાવી

હોય તેવી સ્ત્રીઓ. સેવામાંથી એક ક્ષણ પણ વિમુખ ન થાય તેમને ઘરમાં જ રહેવાની આજ્ઞા કરવામાં આવેલી હોય; ભૂજિષ્યા એટલે અમુક વ્યક્તિઓ સાથે જ સહચાર કરવાની છૂટ આપી હોય તેવી સ્ત્રીઓ. શ્રીયુત કાણે તેથી દલીલ કરે છે, કે ભૂજિષ્યા એટલે અમુક વ્યક્તિઓ સાથે સહચારની છૂટ વાળી સ્ત્રીઓ: એક જ વ્યક્તિ સાથે સહચાર કરવા હુકમ હોય તેવી નહિ. સંસ્કૃતમાં તેને પુરુષનિયત પરિગ્રહા કહેવામાં આવે છે. બાલમભટ્ટી પુરુષને સ્વામિભિન્ન કહે છે (એટલે મિતાક્ષર ગ્રંથ ૧ પાનું ૧૧૦૫) એટલે ભૂજિષ્યાની સાચીવ્યાખ્યા અન્ય વ્યક્તિઓ જોડે સહચાર કરવાની મનાઈ હોય તેવી રખાત.' એટલે અવરુદ્ધા સ્ત્રી અને ભુજિષ્યા સ્ત્રી વચ્ચે એટલોજ તફાવત હોય છે કે અવરુદ્ધા સ્ત્રીને પોતાના સ્નેહીના ઘરમાં જ રહેવાનો આદેશ હોય છે, સેવા કાર્યમાં એક ક્ષણની પણ ક્ષતિ ન આવે એ તેનો હેતું છે. એટલે દરેક અવરુધ્ધા ભુજિષ્યા હોય છે. ભૂજિષ્યાને અવરુધ્ધા બનવા માટે તેણે તેના સ્વામીના ઘરમાં જ રહેવું જ જોઈએ. બાઈ નાગુબાઇ વિરુદ્ધ બાઇ મોંઘીબાઇમાં જ્યુડીશિયલ કમીટીએ એવો ફેંસલો આપ્યો છે કે, ગુલામીને મૂક્તિ આપ્યા પછી સ્વામીના ઘરમાં જ રહેવું એ રખાત માટે હવે આવશ્યક લેખાતું નથી. સ્વામિના અવસાન પછી તેની મીલકતમાંથી ખોરાકી મેળવવા તેની અગત્ય રહેલી નથી. એટલે ભુજિષ્યા પણ જો એક જ વ્યક્તિ સાથે તે કાયમનો સહચાર રાખે તો તે તેની કાયમી રખાત લેખાય. તો એ જ્યાં સુધી પોતાના સ્વામીને વફાદાર રહે ત્યાં સુધી તે ખોરાકી મેળવવા હકદાર છે. યાજ્ઞવલ્કય ના શ્લોકમાં તથૈવ ચ નો અર્થ કરતાં વિજ્ઞાનેશ્વર કહે છે કે, વૈશ્યાઓ, સ્વૈરિણી ને સાધારણ સ્ત્રીઓ ભુજિષ્યા ગણાય. પરમપરિગૃહીતત્વેન તાસાં પરદારતુલ્યત્વાત્ પરની રખાત હોવાથી તેઓ તેની પત્ની જ લેખાય. ટેકાળાં 'નારદ'નો પાઠ નીચે પ્રમાણે છે.

'બ્રાહ્મણ ન હોય તેવી સ્વૈરિણી, વેશ્યા યા નિષ્કાસિની (સ્નેહીએ તુચ્છકારેલી દાસ). આ ત્રણે પ્રકારની સ્ત્રીઓ હલકા વર્ણની હોય તો તેમની સાથે સહચરાની છૂટ છે, પરંતુ તે ઉચ્ચ જ્ઞાતિની હોય તો સહચારની બીલકુલ છૂટ નથી. પરંતુ એમાંની કોઈ પણ ભૂજિષ્યા ( એકની જ રખાત ) હોય તો તેમની સાથે સહચારની છૂટ હોવા છતાં તેઓ અમુક જ વ્યક્તિની રખાત હોવાથી તેનો બીજાએ સહચાર સાધવો ન જ ઘટે.'

એટલે સ્વૈરિણી ભૂજિષ્યા હોઇ શકે: એકની જ રખાત હોય ત્યારે એની સાથે સહચાર આદરનાર બીજી કોઇ પણ વ્યક્તિ દંડને પાત્ર ઠરે છે. સ્વૈરિણીનો અર્થ કરતાં વિજ્ઞાનેશ્વર મનુ ટાંકી જણાવે છે કે, સ્વૈરિણી પોતાના ધણીનો ત્યાગ કરે છે અને પ્રેમથી પરવશ બની પોતાના જ વર્ણના બીજા પુરૂષની રખાત બને છે. એટલે સ્ત્રી જ્યારે એક જ પુરૂષની રખાત બને-પછી તે સ્વૈરિણી ( પતિ હયાત હોય તેવી સ્વતંત્ર સ્ત્રી ) હોય કે વેશ્યા હોય, છતાં તેને પત્ની જ લેખવાની રહી. સાધારણ વેશ્યા પણ કોઇ પણ પળે એક જ વ્યક્તિની કાયમની રખાત બની શકે છે એ સંભવિતતા સામે તકરાર નથી જ; એમ તે અવરુધ્ધા સ્ત્રી બની શકે. ઉપર જણાવ્યા પ્રમાણે જ્ઞાનેશ્વરે સ્વૈરિણીને પણ એ જ કક્ષામાં મૂકી છે. યાજ્ઞવલ્કય શ્લોક ૧૧૮ ૧૧૯ ( દાયભાગ પ્રકરણ) માં વિજ્ઞાનેશ્વરની ટીકાથી :આ હકીકત વધારે સ્પષ્ટ બને છે. મર્હુમ હિંદુની મીલકતના ભાગ વિષે લખતાં તે કહે છે કે, સ્વૈરિણી ને બીજી સ્ત્રીઓ બાપની અવરૂદ્ધા હોય—એકથી વધારે હોય તો પણ—પુત્રો વચ્ચે વહેંચી શકાતી નથી. આના પર ટીકા કરતાં સુબોધિની કહે છે કે, અપિ શબ્દને લીધે એકી

સંખ્યા હોય તો તેના કદી ભાગ પડી જ શકે નહિ. કોલબ્રુક તેનો નીચે પ્રમાણે અનુવાદ કરે છે:

"પરંતુ જારકર્મિણી કે બીજી ઓઓ બાપની રખાત હોય તો એકી સંખ્યા હોય તો પણ પુત્રો વચ્ચે વહેંચી શકાય નહિ."

એટલે બાપને સ્વૈરિણી અવરુધ્ધા હોઇ શકે એમાં શંકા જ રહેતી નથી.

એટલે એક પરણેલી સ્ત્રી પોતાના પતિને છોડી પરપુરૂષની કાયમી રખાત તરીકે રહે તો તેને વફાદાર રહેવાથી અવરુધ્ધા સ્ત્રી બની શકે. પછી ભલે એમનો સંબંધ અપવિત્ર ગણાતો હોય ને ટીકાકારોના મન્તવ્ય મુજબ એવી અવરુદ્ધા સ્ત્રી પોતાના સ્નેહીને વફાદાર રહે ત્યાં સુધી તેની મીલકતમાંથી પોતાની ખોરાકી પોશાકી માટે હકદાર ઠરે છે. પ્રાચીન ગ્રંથોના આધારે આ કાયદો છે.

ઇસ્વી સન ૧૮૫૨માં ગેરકાયદેસર પુત્રીને એના બાપની મીલકત પર અધિકાર રહે કે નહિ એ પ્રશ્ન ઉઠ્યો. એની માતા પોતાના પરણીત પતિ પાસેથી છૂટા છેડા લીધા સિવાય એ છોકરીના બાપને પરણી હતી. પંડિતોએ નિર્ણય આપ્યો કે, લગ્ન બરાબર નહોતું એટલે પુત્રી ગેરકાયદેસર હતી ને તેને બાપની મીલ્કતમાંથી ભાગ મળી શકે નહિ. પરંતુ એ બાપના જે વારસો મીલકત લે તે મજકુર પુત્રીનું ભરણુ પોષણ કરવા બંધાયલા રહે જ. (વિસ્ટ એન્ડ બુહલરઃ હિંદુ લૉ, ચોથી આવૃત્તિ, પાનું ૩૯૨) એની માતાની ખોરાકી પોશાકી માટે તેમાં કશો જ ઉલ્લેખ નથી, પરંતુ તેની નીચે પ્રમાણે ટીકા છે (પાનું ૩૯૨)

બીજી પત્નીનો પતિ હયાત છે એટલે એ પત્નીને કાયદેસર પત્ની કહી શકાય જ નહિ, પરંતુ એ જારકર્મિણી ને રખાત છે. રખાત તરીકે એને વારસા હક મળી શકે જ નહિ, પરંતુ તેની પુત્રીને તેના પતિના વારસો પાસે નિર્વાહ મેળવવાનો સંપૂર્ણ હક છે. મરનારની રખાતને પણ વારસો પાસેથી ખોરાકી મેળવવાનો હક્ક છે.

**ખેમકોર વિરૂદ્ધ ઉમિયાશંકરના** ફેંસલા પરથી જ આ ટીકા થવા પામી છે. એ કેસમાં અમદાવાદના સ્મોલ કોઝ જજ્જ સાહેબે હાઈકોર્ટમાં રેફરન્સ કર્યું હતું. એક બ્રાહ્મણ બાઇએ પોતાના પહેલા ધણીની હયાતીમાં બ્રાહ્મણ કોમના જ બીજા પુરૂષ જોડે લગ્ન કરેલું ને પ્રથમ ધણીની પરવાનગી જ લીધેલી નહિ. તેને ખોરાકી મળે કે નહિ? વડા ન્યાયાધીસ વેસ્ટ્રોપ ને ન્યાયમૂર્તિ નાનાભાઇ હરિદાસે ઠરાવ્યું કે, એ બાઇ બીજા પતિની કાયદેસર પત્ની ગણી શકાય જ નહિ, પરંતુ ગેરકાદેસર સંતાનની માતા યા રખાત તરીકે તેને નિર્વાહ મેળવવાનો અધિકાર છે.

**નીંગારેડી વિરૂદ્ધ લક્ષ્માવામાં** એક ગોવિંદ રેડીએ લક્ષ્માવા નામની એક પરણેલી સ્ત્રીને પોતાની રખાત તરીકે રાખી હતી અને તેનો પતિ હયાત હતો. ગોવિંદ રેડી ને તેનો પુત્ર નીંગારેડી હિંદુ સંયુકત કુટુંબના સભ્યો હતા. ગોવિંદ રેડીએ પોતાની વડીલોપારજીત મીલ્કતનો કેટલોક ભાગ લક્ષ્માવાને પોતાના સંબંધ અંગે તેની ખોરાકી માટે એ બક્ષિસ કર્યો. બક્ષિસ પુત્રને બંધનકર્તા નહોતી, પરંતુ ગોવિંદ રેડીનો પુત્ર લક્ષ્માવા ગોવિંદ રેડીની રખાત તરીકે તેના અવસાન સુધી રહી હતી ને તેમનો સંબંધ કાયમી સ્વરૂપનો હતો. ન્યાયમૂર્તિ ક્રોવે ૧૬૫ પાના પર કહ્યું છે કે:

"રખાત ખોરાકી માટે હકદાર છે એ વિષે બીલકુલ શંકા નથી. એ સંબંધ ભલે અપવિત્ર હોય પરંતુ તે કાયમી સ્વરૂપનો હોવો જોઇએ."

ન્યાયમૂર્તિ ચંદાવરકર એ ફેંસલા સાથે સંમત થયા હતા, છતાં **આનંદીલાલ ભાલચંદ વિરૂદ્ધ ચંદ્રાબાઇમાં** વડા ન્યાય-

મૂર્તિ શાહ તથા ન્યાયમૂર્તિ ક્રમ્પે જુદો અભિપ્રાય દાખવ્યો ને ઠરાવ્યું કે, અપવિત્ર સંબંધ કાયમી ને એકાકી હોય તો પણ રખાતને અવરુદ્ધ સ્ત્રીના પદે સ્થાપી શકે નહિ ને તેના સ્નેહીના અવસાન પછી તેની મીલકતમાંથી ખોરાકી પોશાકી માગી શકે નહિ. ન્યાયમૂર્તિ શાહે જણાવ્યું કે ખેમકોર વિરુદ્ધ ઉમિયાશંકરની વિગત ભિન્ન પ્રકારની હતી ને નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવામાં ન્યાયમૂર્તિ ક્રોવે કરેલું વિવેચન આ કામના ફેંસલા માટે બીન જરૂરી હતું. પરંતુ એ હકીકત બરાબર નહોતી, ખેમકોરના કેસમાં વડા ન્યાયમૂર્તિ શાહ કહે છે (પાનું ૨૦૮) કેઃ

"ખેમકોર રણછોડ સાથે રહેતી હતી. રણછોડ ગુજરી ગયો ત્યારે તેનો પતિ હયાત હતો કે નહિ તે સ્પષ્ટ નથી. ખેમકોરનો પતિ હયાત હતો એટલે ખેમકોર અને રણછોડનું લગ્ન કાયદેસર હતું કે નહિ તે જ મુખ્ય પ્રશ્ન છણવામાં આવ્યો હતો. એ ગેરકાયદેસર લગ્ન પછી એ સંબંધ ઘણાં વર્ષો સુધી—વીસ વર્ષ સુધી—ચાલુ રહ્યો. રણછોડના અવસાન સમયે એનો ધણી હયાત હતો તેવું બતાવવા કશું જ સાધન નથી. વીસ વર્ષ દર્મીઆન મોટા ગાળામાં તે હયાત હતો એવું પણ જાણી શકાતું નથી."

હકીકત એ છે કે, તેનો પતિ અવસાન પામ્યો ને એ એના સ્નેહીની રખાત તરીકે રહી, એટલે એનો પછીનો સહચાર અપવિત્ર રહ્યો નહિ. પહેલાંનો એનો અપવિત્ર સંબંધ એને અવરુદ્ધા સ્ત્રીનું પદ પ્રાપ્ત કરતાં રોકી શકે નહિ (તુકારામ વિરુદ્ધ દિનકર) પરંતુ એના સ્નેહીના અવસાન સમયે એનો પતિ જીવતો હોય અને એની હયાતી એને ખોરાકી મેળવવામાં બાધક હોય તો ખેમકોરના કેસમાં એ પ્રશ્ન ઉઠાવ્યો જ હોત, ને એની છણાવટ પણ થઇ હોત. એના લગ્ન વખતે એનો પહેલો પતિ હયાત હતો જ અને અવસાન પર્યંત એમનો અપવિત્ર સંબંધ ટકી રહ્યો, છતાં તેને તેની મીલ્કતમાંથી ખોરાકી આપવામાં આવી. એટલે એક વાત સ્વીકારી જ લેવામાં આવી કે, જીવનભર સંબંધ અપવિત્ર રહ્યો છતાં તે ખોરાકી પોશાકી માટે હકદાર ઠરી.

નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવામાં ન્યાયમૂર્તિ ક્રોવનાં વિધાનો સ્પષ્ટ છે. ન્યાયમૂર્તિ શાહ કહે છે કે, તે બીન જરૂરી છે; પરંતુ ખેમકોર કેસની સ્પષ્ટતા માટે એ અગત્યનાં છે. નીંગારેડીના કેસની વિગતો નીચેની કોર્ટના ફેંસલામાં (પાનુ ૧૬૪) આપવામાં આવેલી છે. લક્ષ્માવા પરણેલી સ્ત્રી હતી એટલે તેના સ્નેહી સાથેનો તેનો સંબંધ અપવિત્ર હતો. એટલે અપવિત્ર સંબંધ હોવા છતાં પણ જો તે ચાલુ ને એકાકી હોય તો રખાતને સ્નેહીની મીલકતમાંથી ખોરાકી પોશાકી મેળવવાનો હક રહે કે નહિ, એ નક્કી કરવાનું જરૂરી હતું. અને ન્યાયમૂર્તિ ક્રોવે નક્કી કરી આપ્યું કે, તેનો હક્ક પહોંચે જ. એટલે લક્ષ્માવાંના કેસનો ફેંસલો આપવામાં એ વિધાનો વિચારવાં જરૂરી હતાં જ. એટલે આનંદીલાલ ભાલચંદ વિરુદ્ધ ચંદ્રાબાઈ; ખેમકોર વિરુદ્ધ ઉમિયાશંકર અને નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવા એ બન્ને ફેંસલા રદ કરે છે. પરંતુ એવી રીતે પચાસ વર્ષથી નક્કી થયેલો કાયદો ઉથલાવવાનું મને કાંઈ જ કારણ દેખાતું નથી.

ન્યાયમૂર્તિ શાહને લાગ્યું કે, દુષ્ટ ચરિત્ર છોડી દે તો અપવિત્ર સંબંધ ધરાવતી પત્નીને નિર્વાહનો અધિકાર મળી રહે. અવરુદ્ધા સ્ત્રીની પદપ્રાપ્તિ અપવિત્ર સમ્બંધથી કદી થઇ શકે જ નહિ. એના પતિ જોડે એનો નિવાસ જ કાયદેસર છે. એના સ્નેહી જોડેનો વસવાટ ખોટો છે. અપવિત્ર સંબંધ રાખવો એ ગંભીર અપરાધ છે અને સ્નેહીના અવસાન પછી પણ પાછું ચારિત્ર્ય જાળવવાની ફરજ નાખ-

વામાં આવી છે એટલે પરિણીત સ્ત્રી તરીકેની તેની સ્થિતિથી તે વિરુદ્ધ જાય છે. આ બધાં કારણો હોવા છતાં વિજ્ઞાનેશ્વરે બાપની સ્વતંત્ર રખાત સ્વૈરિણીને અવરુધ્ધા સ્ત્રી ગણી છે. પુત્રોને વહેંચી લેવાનો હક્ક આપ્યો નથી એટલું જ જ નહિ, પણ એવી સ્વૈરિણી સાથે બીજો સહચાર સાધે તેને પણ અપરાધ લેખવામાં આવ્યો છે.

રોમન કાયદાએ રખાતના સબંધને વ્યવસ્થિત કર્યો હતો: લગ્નની મ્હોર મારવામાં ન આવી હોય, છતાં એવો સબંધ કાયમી સ્વરૂપ લઇ શકતો. જે સ્ત્રીપુરુષનાં લગ્ન થવામાં બીજી કોઈ પણ કાયદેસરની હરકત ન નડતી હોય અથવા એવી કાયદેસર હરકત ફક્ત જાહેર હિતની દૃષ્ટિએ ઉપજાવી કાઢવામાં આવી હોય (પ્રાંતના સુબાને એની હકુમત નીચેના પ્રદેશની સ્ત્રીને રખાત તરીકે રાખવાનો હક નહોતો ) તેમના સહચારમાં મુશ્કેલી નડતી નહોતી. કાયદા વિરુદ્ધ સહચાર સાધનારને સજા થતી (સેન્ડર્સ ઇન્સ્ટીટ્યુટસ્ ઑફ જસ્ટીનિયન, બીજી આવૃત્તિ પાનું ૧૧૧) રખેલી સાથેના બીજા લગ્નથી થતાં સંતોનને કાયદેસર ઠરાવવા માટે જ આ બંધન મૂકવામાં આવ્યું હતું. પરંતુ હિંદુ કાયદા નીચે અવરુધ્ધા સ્ત્રીની પદવી પ્રાપ્ત કરવા માટે એવી કોઇ શરતની જરૂર નથી. મોંઘીબાઇ વિરુદ્ધ નાગુબાઈમાં ( પાનું ૪૧૫ ) ન્યાયમૂર્તિ શાહે કહ્યું છે કે, જે સ્ત્રી સાથેનો સંબંધ બીલકુલ જાહેર હતો અને જેને કુટુંબની સભ્ય લેખવામાં આવતી તેની સાથે લગ્ન થયું ન હોય કે થઇ શકે તેમ ન હોય, છતાં તે અવરુધ્ધ સ્ત્રી જ લેખાતી. હિંદુ શાસ્ત્રકારોએ અપવિત્ર સબંધને ખૂબ જ વખોડી કાઢયો છે. એ વાત સાચી છે, એટલુંજ નહિ, પણ એવો સંબંધ રાખનારને વિવિધ સજાઓને પાત્ર પણ લેખવામાં આવ્યા છે ( રાહી વિરુદ્ધ ગોવિંદ વલાદ તેજા ) છતાં એવી અપવિત્ર સ્ત્રી પણ પોતાનું દુશ્ચારિત્ર્ય છોડી દે તો તેને ખોરાકી પોષાકીનો હક્ક પ્રાપ્ત થાય છે. ( પરાગી વિરુદ્ધ મહાદેવી ) રાહી વિરુદ્ધ ગોવિંદ વલાદ તેજીમાં એવો ફેંસલો આપવામાં આવ્યો હતો કે, અપવિત્ર સહચારથી થયેલો દાસીપુત્ર વારસ બનવા લાયક નહોતો, છતાં બાપની મિલકતમાંથી નિર્વાહ મેળવવા હકદાર તો હતો જ. પરંતુ આનંદીલાલ વિરુદ્ધ ચંદ્રાબા (પાનું ૯૦૨) માં ન્યાયમૂર્તિ શાહ કહે છે તે પ્રમાણે કાયમી રખાતનો પતિ હયાત હોય તેથી તેને અવરુધ્ધા સ્ત્રીનું પદ પ્રાપ્ત કરવામાં કશી જ મુશ્કેલી નડતી નથી.

આનંદીલાલના કેસનો ફેંસલો આપતાં ન્યાયમૂર્તિઓએ એક જ વાતને વજૂદ આપેલું જણાય છે કે, અપવિત્ર સંબંધ ભયંકર અપરાધ છે, એટલે એવો સંબંધ ધરાવતી સ્ત્રીને કોઇ પણ કાયદેસરના પદ પર નિયુક્ત કરવાથી લોકહિત વિરુદ્ધ જવાશે, કારણકે રખેલીની સંબંધ સાથે સાધતાં પ્રત્યેક પળે તે સ્થાપિત થયેલા કાયદાનો છડેચોક ભંગ કરતી હતી. પરંતુ પતિ એની પત્નીને અપવિત્ર સંબંધ સાધવા દેતો હોય ને એવો સંબંધ કાયમી સ્વરૂપ લે ત્યાં સુધી આડે આવતો ન હોય તો તેણે તેનો ત્યાગ કર્યો છે એમ જ માની લેવું જોઇએ. જાણી જોઇને એ અપવિત્ર સંબંધ પરત્વે એણે આંખ આડા કાન કર્યા છે એમ જ લેખાવું જોઇએ. ઇન્ડીયન પીનલ કોડ કલમ૪૯૭ મુજબ પણ જારકર્મના ગુન્હામાં આંખ આડા કાન કર્યાનો બચાવ મજબૂત લેખાય છે. એ પરિસ્થિતિમાં જો સ્ત્રી એક જ પુરુષ સાથે કાયમ જ એના અવસાન સુધી રહે તો એ પુરુષના વારસોની નૈતિક ફરજ છે કે, તેના મૃત્યુ સુધી તેને નિર્વાહ માટે ભટકવું ન પડે એટલી તો તકેદારી રાખે જ. રામ રાજા થાવર વિરુધ્ધ પાપામલ (પાનું૯૧૧) માં ન્યાયમૂર્તિ સ્પેન્સર કહે છે:

## ગુરુ-વિયોગ

બેઠાં વર્ગે, વળી ઉઘડતાં પાનિયાં પુસ્તકોનાં,
રૂડાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલે આજ જૂનાં.
મીઠાં મીઠાં સ્મિત મધુર ને ભવ્ય મૂર્તિ ગુરૂજી
ભુલાયે ના રસિક કરતા વાતથી બાળ રાજી.

સૂનાં સ્થાનો સજીવન થતાં, સાંભળે બોલ જુના,
છોડી જાશો કદિય અમને એમ તો ધાર્યું'તું ના,
શિષ્યાઓ સૌ શિશુસમયની આપની સોબતીઓ,
જ્યાં ત્યાં આવી વય બદલીં સંતાય જાણે પરીઓ.

શાળા છોડી કદિક ઉડશું ચલ્લીઓશી અમો ચે
સાથે વે'શે તમ સ્મરણુ સૌ પાંખની પ્રેરણા થૈ.

કુ. રમિલા વોરા

પુરૂષ અને સ્ત્રી વચ્ચેના કાયદેસર સબંધનો ખાસ પ્રશ્ન નથી. જો સ્ત્રી વર્ષો સુધી રખાત તરીકે રહી હોય ને પત્નીના જેવું જ સ્થાન કુટુંબમાં પ્રાપ્ત કર્યું હોય તો એ પુરુષના અવસાન પછી એ સ્ત્રીને ભૂખમરામાં ભટકવા દેવાય જ નહિ. એટલે જીવન પર્યંતના ખ્યાલાનો આ પ્રશ્ન નથી; પરંતુ હિંદુઓના ધાર્મિક ગ્રંથોએ જે અંગત જવાબદારીઓ કાયદાથી નાખી છે તે પ્રમાણે જ તે પૂરી થવી જોઈએ.

બાઈ નાગુબાઇ વિરૂદ્ધ બાઇ મોંઘીબાઈમાં જ્યુડીશીયલ કમીટી આગળ જારકર્મનો પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો, છતાં (પાનું ૧૬૨) ન્યાયમૂર્તિઓએ કહ્યું છે કે 'સ્નેહીના અવસાન સુધી રખાત કાયમ ને વફાદાર હોયતો તેને ખોરાકી પોશાકીનો હક છે જ.' ફક્ત આ બે શરતો જ ઠરાવેલી છે. નીંગારેડી વિરૂદ્ધ લક્ષ્માવામાં લક્ષ્માવાનો સંબંધ અપવિત્ર હતો છતાં મરનારની એ કાયમની રખાત હોવાથી તેને ખોરાકી પોશાકીનો હક્ક આપવામાં આવ્યો હતો ને એ ફેંસલો કાયમ જ છે. શ્રીયુત કાણે કહે છે કે, ન્યાયમૂર્તિઓએ ફક્ત મથાળું જ નોંધ્યું છે એટલે મથાળાને જ તે લાગુ પડે છે, પરંતુ ન્યાયમૂર્તિઓએ એ કેસ વાંચ્યો નથી એમ કહી શકાય જ નહિ. ન્યાયમૂર્તિ કોવે જે સિદ્ધાંત રજુ કર્યો તે વિચાર્યો ન હોય તેમ પણ બને નહિ. એ સિદ્ધાન્તને ન્યાયમૂર્તિઓ મળતા ન થતા હોત તો એ નિર્ણયને કદી સંમતી આપી ન હોત. નાગારેડી વિરૂદ્ધ લક્ષ્માવાને આમ આડકતરી રીતે પણ સંમતિ આપવાથી પણ આનંદીલાલ ભાગચંદ વિરૂદ્ધ ચંદ્રાબાઇનો ફેંસલો કાયદાનું સ્વરૂપ લઈ શકે નહિ, એ સ્પષ્ટ વાત છે.

તે સિવાય પણ મિતાક્ષરે કાયદાનું સ્પષ્ટ સ્વરૂપ સમજાવેલું છે. ખેમકોર વિરૂદ્ધ ઉમિયાશંકર અને નીંગારેડી વિરૂદ્ધ લક્ષ્માવાના નિર્ણયો હું અનુસરું છું, અને પ્રતિવાદી નં. ૧ ને તેની અવરુદ્ધા સ્ત્રી તરીકે જ્યાં સુધી તે મરનારને વફાદાર રહે ત્યાં સુધી તેને વાદીના બાપની મીલકતમાંથી ખોરાકી પોશાકી મળવી જ જોઇએ, એમ ઠરાવું છું.

ન્યાયમૂર્તિ વાડીઆ ન્યાયમૂર્તિ લોકુરને મળતા થયા હતા.

# બાળઉછેર

લેખિકા
સૌ. ભવ્યલતા રણજીતભાઈ વૈદ્ય.

## [૧] સગર્ભાની સંભાળ

સામાન્ય રીતે આપણી માન્યતા એવી છે કે, બાળક જન્મે તે પછી જ એની સંભાળ અને કેટલાક નિયમોનું પાલન કરવાનું હોય છે, પરંતુ ખરી રીતે તેમ નથી. પ્રથમ તો માતાની ઉંમર અને તંદુરસ્તી ઉપર ધ્યાન આપવું જોઈએ. ગર્ભ રહે ત્યારથી જ માતાની અને ગર્ભની બંન્નેની સંભાળ રાખવી જોઈએ. આ પ્રમાણે પુરતી કાળજી લેવાય તો જ બાળક તંદુરસ્ત જન્મે છે.

ઘણા લોકો એમ ધારે છે કે, છોકરીઓમાં માસીક ફેરફાર થઈ જાય એટલે તે મોટી, પરણવા લાયક અને માતા થવા લાયક બની ગઈ ગણાય; પરંતુ આ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. કારણ કે એ તો કુદરતી ફેરફારની શરૂઆત થઈ કહેવાય. તેનાં હાડકાં અને સ્નાયુઓ પ્રસુતિનો શ્રમ વેઠી શકે તેટલાં મજબુત થએલાં હોતાં નથી અને તેનું મગજ પણ પોતાના બાળકને કેળવી શકે તેવું પીઢ થએલું હોતું નથી. પોતાની જ બુદ્ધિ બાળક જેવી હોય ત્યાં, પોતાના બાળકને કેવી રીતે ઉછેરી શકે? તેથી છોકરી બરાબર ઉંમરલાયક ન થાય ત્યાં સુધી તેનું લગ્ન ન કરતાં ઉંમર લાયક ને જરા પીઢ જેવી થાય ત્યારે જ પરણાવવાથી એક તંદુરસ્ત અને સુખી માતા થશે. વળી થોડી મોટી ઉંમર થયા પછી બાળક જન્મે તો તે પણ તંદુરસ્ત અને આનંદી થશે. માતાઓ સ્વચ્છ અને પવિત્ર હશે તો તેમનાં બાળકો—એટલે કે ભવિષ્યની માતા પિતાઓ—પણ તંદુરસ્ત અને સુખી થશે તથા તેઓની ભવિષ્યની પ્રજા પણ તંદુરસ્ત નીવડશે.

બાળલગ્નની તરફેણ કરનારા ઘણા એમ કહે છે કે, કુમળી ઉંમરમાં પ્રસુતિની પીડા ઓછી થાય છે. પરંતુ પ્રસુતિની પીડા થઇ થઇને ય પ્રમાણમાં કેટલી ઓછી થાય? અને તે ઉપરાંત જેમ કુમળી ઉંમર હોય તેમ સહન કરવાની શક્તિ પણ ઓછી હોય, માટે બહેનોએ ખાસ ધ્યાન રાખવું કે, માસિક ફેરફાર થયાને પાંચ વર્ષ થાય ત્યાર પછી જ લગ્નગ્રંથીથી જોડાવું.

"જેવા જન તેવું જનન." સુજન અને તે સુજનન કરી શકે. પ્રથમ સજ્જન અને સ્નેહીજન બને તે જ સુઘડ અને સંસ્કારી પ્રજા કેળવી શકે. સુજીવન પછી સુજનન એ કુદરતી કાનુન છે. આમાં માતા પિતાની પાકી વય, દઢ સમજણ અને દિવ્ય પ્રેમ એ ત્રણ વસ્તુની અપેક્ષા રહે છે.

સદાચારી અને સ્નેહ સંપન્ન દંપતીની સંપત્તિ એની સંતતિ છે. એ સંતતિ જ હરકોઈ દેશની આશા ને આબાદિની નિશાની છે. એવાં દંપતીની સંયમ કળાની પરાકાષ્ઠા રૂપે અવતરતાં સંતાનો સમાજમાં રતન નીવડવાનાં. જે માતાપિતાએ ગર્ભાધાનની જવાબદારી વહોરતાં પહેલાં દાંપત્યના સદાચાર સેવ્યા હોય તેનાં સંતાન પ્રષ્ટ, મિષ્ટ ને શિષ્ટ જ નીવડવાનાં. સ્નેહાળ માતાનાં સંતાન હંમેશાં વધુ ચઢિયાતાં થવાનાં, એમાં કશોએ શક નથી; પરંતુ એ સ્નેહાળ માતાપિતા જો સદાચારી હશે તો જ એનાં સંતાન સંસ્કારી થઈ શકશે.

પત્ની ઋતુમતી અને સુયોગ બને—વયથી અવયવથી, આરોગ્યથી ને ઉલ્લાસથી—ત્યારે ગર્ભાધાન થાય એ સ્ત્રીઆરોગ્યનો પહેલો પાયો છે. ગર્ભ રહ્યા પછી સંયમ પાળવાથી બાળક સાજું, નરવું ને તેજસ્વી થાય છે.

હવે સગર્ભાએ કઈ વસ્તુઓ ઉપર ધ્યાન આપવું જોઇએ તે આપણે જોઈ એ. સગર્ભાએ પોતાની જવાબદારી સમજીને પોતાની તબીયત સંભાળવાની છે, કારણકે તેની તંદુરસ્તી ઉપર જ તેના બાળકની તંદુરસ્તીનો આધાર છે. પોતાના બાળકની ખાતર માતા શું ન કરે? પ્રાણ આપવાની જરૂર પડે તો તે પણ આપે, પણ બાળક બિચારૂં કાંઇ પ્રાણ માગતું નથી, એ તો માત્ર તંદુરસ્તી માગે છે, અને તે તેને આપવાનો દરેક માતાનો ધર્મ છે.

જો સગર્ભાના જીવને કલેશ થયા કરતો હોય તો તેનું બાળક તંદુરસ્ત જન્મતું નથી. માટે સગર્ભાએ હંમેશાં આનંદી રહેવું. માતા આનંદી રહેશે તો બાળક પણ આનંદી થશે. બાળકનો ખરો જન્મ તો ગર્ભ રહે ત્યારથી જ થાય છે. જ્યારે બાળક માતાના પેટમાં હોય ત્યારે માતાનો ખોરાક, માતાના વિચાર અને વર્તનની અસર બાળકના ઘડતર ઉપર થાય છે. પુષ્ટિકારક ખોરાક ખાવો, તબીયત સંભાળવી, મનને કલેશ થવા દેવો નહિ અને કલેશમય વાતાવરણથી બનતાં લગી દૂર રહેવું. એક નવા મનુષ્યની જીંદગીનો આધાર પોતાની ઉપર છે અને એનું જીવન સુધારવું કે બગાડવું એ પોતાના હાથમાં છે એટલું માતાએ યાદ રાખવું.

ગર્ભાધાન વખતની વૃત્તિઓ અને સંસ્કાર ભાગ ભજવે છે તેમ ગર્ભકાળ દરમીયાનની માતાની દીનચર્યા—એટલે કે માતાના સદાચાર, સુખશાન્તી અને ઉલ્લાસ જળવાઇ રહે, એનામાં મહેચ્છાઓ જાગે, નાનાં સાહસ સેવાનાં, સર્જનનાં અને સમર્પણનાં કામ કરે તો એ સઘળું ગર્ભસ્થ બાળકનાં વિકાસ ઉપર ઉમદા અને જાદુઈ અસર પેદા કરે છે.

ઘણીવાર સગર્ભાને ખાવાનું ભાવતું નથી. ગામડાંની ખુલ્લી હવામાં રહેતાં હોય અને ખુલ્લાં ખેતરોમાં સૂર્યના તડકામાં મહેનત મજુરી કરીને જેનાં અંગ કસાયેલાં હોય તેને તો એવા અભાવા ભાગ્યે જ થાય છે. પરંતુ આપણી જીંદગી એટલી કૃત્રિમ બની ગઈ છે કે ગર્ભ રહે એટલે કોઇને કોઈ રીતે તબીયત બગડે જ. કોઇને ઉલટીઓ થાય, ચક્કર આવે, તાવ અગર સોજા ચઢે છે, કોઇને ઝાડા થાય છે કે સખત બંધકોષ થાય છે. એમ અનેક રીતે સ્ત્રી હેરાન થાય છે. ખાવા તરફ અભાવા તો લગભગ દરેકને થાય છે. ખાવાનું ભાવતું ન હોય ત્યારે તીખું કે મસાલેદાર ખાવાનું રૂચિ કરશે એમ ધારીને તેવું ખાવાનું આપવું નહિ. તદ્દન સાત્વિક પુષ્ટિ આપે તેવો સાદો મસાલા વગરનો અને સહેલાઈથી પચી શકે તેવો ખોરાક આપવો જોઇએ. સગર્ભાને બે જીવ પોષવાના હોય છે એમ ધારીને કેટલાક તેને પુષ્કળ ખાવાનો આગ્રહ કરે છે, પણ ભૂખ ઉપરાંત ખાવું નહિ. જેમ બને તેમ પુષ્ટિકારક ખોરાક લેવો. રોટલી, દુધ અને જુદાં જુદાં ફળો એ ત્રણ બહુ પુષ્ટિકારક છે. સાદો ને સાત્વિક ખોરાક ખાધો હોય તો બાળક તંદુરસ્ત જન્મે છે, અને જો તે જન્મથી જ તંદુરસ્ત હોય તો તેને ઉછેરવું સહેલું પડે છે. ફળમાં નારંગી સૌથી સારી ગણાય છે. દરરોજ એક મોટો પ્યાલો ભરીને સંતરાનો રસ સગર્ભાને આપવામાં આવે તો તે બહુ જ ફાયદો કરે. મોસંબી, સક્કરજન, તરબુચ વગેરે તાજાં ફળો પણ બહુ જ ફાયદાકારક છે.

વળી બાળકનાં શરીરની વૃદ્ધિ અને માતાના શરીરનો ઘસારો એ બે વસ્તુને પહોંચી વળવા પોષણદાયક ખોરાકની જરૂર રહે છે. મુખ્યત્વે દુધ, ફળ ને શાકભાજીમાં જ વધારે પ્રમાણમાં વીટામીન હોવાથી તેની ખાસ જરૂર છે. ઘણી સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં કોલસા કે ચૂનો વગેરે ખાવાની ટેવ હોય છે, તેનું કારણ એ છે કે શરીરમાં અમુક પ્રમાણમાં કેલ્શીયમની જરૂર છે. ગર્ભાવસ્થામાં તેનું પ્રમાણ ઓછું થવાથી

ઉપરની વસ્તુ ખાવાનું મન થાય છે. માતાને લોહ, ચૂનો, ફોસ્ફરસ વિગેરે કિંમતી ક્ષાર આપવામાં આવે તો તેમને કચરો ખાવાનું મન ન થાય. પહેલેથી પૂરતા ક્ષાર માતાને મળે તો બાળકને દાંત સડેલાઇથી અને સારા ફૂટે છે. ગર્ભકાળ દરમ્યાન ચેતનક્ષાર વીટામીન્સ અને પ્રોટીન વાળો ખોરાક ખાસ જરૂરનો છે. માતા અને બાળકના આરોગ્યનો મોટો આધાર આ ખોરાક ઉપર છે. આરોગ્ય એટલે માત્ર તનનું જ નહિ, પણ મનનું ને હૈયાનું પણ ખરૂં. આરોગ્ય એ હક્ક છે એટલી ફરજ પણ છે જ. માતાએ ગર્ભકાળ દરમ્યાન શાકભાજી, દૂધ ફળ વગેરે હલકો ખોરાક લેવો. બહુ ગરમ, ખાટા અને તીખા ખોરાકથી બાળકને ત્વચાની ગરમી, આંચકી, ગુમડાં વગેરે થવાનો સંભવ રહે છે.

ખુલ્લી હવાથી સગર્ભાને બહુ ફાયદો થાય છે. જેમ બને તેમ ઓરડાનાં બારીબારણાં ખુલ્લાં રાખવાં. શરદી ન લાગે તેની સાવચેતી લેવી. સવાર સાંજ વખત મળે તો ફરવા જવું. ઘરની પાસે ચોકખી વાડી હોય તો ત્યાં છાયડામાં બેસીને કામ કરવું. વીણવા ઝાટકવાનું કે બીજું જે ઘરનું કામ બની શકે તે ખુલ્લામાં કરવું. એમ કહેવાય છે કે, ધરતી માતાનો જેટલો વધારે આશરો લીધો હોય તેટલો માતાના અને બાળકના શરીરને ફાયદો થાય.

સગર્ભાએ પોતાના શરીરથી વધુ પડતી મહેનત ન કરવો ખાસ કાળજી રાખવી. પણ હાલવાનું, ઉઠ બેસ, લે મુક કર્યા જ કરવી. પેટનાં સ્નાયુઓને જેમ વધારે કસરત મળે તેમ સારૂં. ખુરસી ઉપર બેસવા ઉઠવાથી સારી કસરત થાય છે.

વળી કપડાંની બાબતમાં પણ ખાસ ધ્યાન આપવું. ભારે ને તંગ કપડાં ન પહેરવાં જોઇએ. કમ્મર ઉપર સખ્ત નાડી બાંધવી નહિ.

નવ માસ સુધીમાં સગર્ભાનો પેશાબ ત્રણ ચાર વખત લેડી ડોક્ટર પાસે તપાસરાવવો એ ખાસ જરૂરની વસ્તુ છે. પેટ સાફ રાખવું એ પણ મહત્ત્વની વસ્તુ છે. આંતરડાં સ્વચ્છ રાખવાં. બહુ જુલાબ લેવો એવું કાંઇ નથી. ખોરાક સાવચેતીથી ખાઈ, પુષ્કળ પાણી પીવું અને કસરત કરવી એટલે દસ્ત સાફ આવે. તેમ છતાં જો દસ્ત સાફ ન આવે તો એરંડીયું કે પેગ્રીન લેવું. વિલાયતી મીઠું કે એવી જાતના સખ્ત જુલાબ સગર્ભા માટે સારા નથી.

પુષ્ટિકારક ખોરાકની સાથે ખેરનું ઘી, જીરૂં, નાગકેશર, બત્રીસું વિગેરે આપવું જરૂરી છે. સુવાવડ વખતે પૂરતો ખોરાક, સુંઠ, કાળીજીરી, લીંબોળીનું તેલ, વજ વિગેરે દવાઓનો પૂરતો ઉપયોગ કરવો જોઇએ. પાચન થાય તો ઘીનો શીરો આપવો, તે પદ્ધતિ ઘણી સારી છે.

જો ન્હાનપણથી સ્વચ્છ કુદરતી જીંદગી ગાળી હોય તો સુવાવડમાં ભાગ્યે જ વાંધો આવે. પરંતુ અણધાર્યું કંઈ બને તો સારા લેડી ડોક્ટરની કે નર્સની સલાહ લેવી. દર મહીને તેમને તબીયત બતાવવી. સુવાવડ કરવા માટે અણઘડ દાયણ કદી ન બોલાવવી. કેટલેક ઠેકાણે સુવાવડમાં ગંદા ને ગંધાતા ગોદડાં અને અંધારીયા ઓરડાનો ઉપયોગ કરવામાં આવે છે. પણ તે તદ્દન ખરાબ રીત છે. જેમ બને તેમ સ્વચ્છ અને ધોએલાં કપડાં, ચાદર, ઓઢવાના ગોદડાં વિગેરે વાપરવું. ઓરડો પણ પુરતો હવા ઉજાસવાળો જોઇએ. ખાવા અને પીવાનાં તથા ધોવાના વાસણ, એ દરેકમાં અત્યંત સ્વચ્છતા રાખવી. (ચાલુ)

**'સ્ત્રી-જીવન'નું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિઆ પાંચ છે.**

# રસોઇ ઘર


સંપાદિકાઃ
**સૌ. મણીબહેન એચ. મહેતા**
લખાવનાર :
**સૌ. જશવંતીબહેન એમ. દેશાઈ**




**સાટા**

**સાધન**—મેંદો શેર એક, ચોખાનો બારીક આટો પોણો શેર, ઘી શેર ૨

**કરવાની રીત**—ધોયેલાં ઘઉંનો એક શેર મેંદો લઈ તેમાં પાંચ તોલા ગરમ ઘીનું મોણુ દઇ, પછી પુરીની માફક કઠણ બાંધવો. પછી તેને પાંચ તોલા ઘી અને પાંચ તોલા પાણી મેળવી એ કણેકને પત્થર ઉપર લાકડાની મોગરીથી ટુંપતા જવું અને ઉપર લખ્યું તે પાણી ને ઘી મેળવતા જવું. મોગરીથી સારી રીતે ટીપીને સેવનાં લોટ જેવી ઢીલી કરવી. પછી ખીચડીયા ચોખા પોણો શેર લઇ તેનો લોટ કરાવી, તેમાં કાચું (ઠંડુ) ઘી પોણો શેર મેળવીને તેને ફીણીને એક રસ કરવો. તેને ચોખાનો સાટો કહેવાય છે.

હવે મેંદાની કણેકને પાટલા ઉપર પાથરી દેવી. જેટલું કણેકનું દળ હોય તેટલું સાટાનું દળ પાટલા પરની કણેક ઉપર પાથરી દેવું પછી કણેકને સરખે ભાગે બેવડ વાળવી. પછી તેનો વીટો વાળવો અને સાટો બહાર ન નીકળે તેવી રીતે તપાસીને હાથે લુઆ પાડવા અને છેડા દબાવી લુઆની માપસર મોટી પુરીઓ વણવી. તેની વચ્ચે પાંચ કાણા આંગળીથી પાડી એક શેર ઘી ગરમ મુકી તેમાં ધીમે તાપે બદામી રંગની થતા સુધી કૈરવવી. અને પાસા ચડી જાય એટલે ઝારાથી કાઢી લઇ ઘી નીતરી જાય તેવી રીતે એક ચારણીમાં ઉભી ગોઠવતાં જવું. આ પુરીઓ ચા સાથે વધારે સ્વાદીષ્ટ લાગે છે. અને લાંબી મુદત હવા ન જાય તેવા વાસણમાં રાખી હોય તો રહી શકે છે. ઘણો સરતો અને ઘરમાં બની શકે તેવા સામાનના ત્રણ ચાર ગણા પૈસા વેડફાતા બચે એટલા માટે મારા બહેનોને એક અજમાયેસ કરવાની મારી ખાસ ભલામણ છે.

**પાકા કેળાંનો હલવો.**

**સાધન**—પાકા લીલી છાલના કેળા નં. ૨૦, ઘી ૧। શેર, ખાંડ ૧ શેર, માવો ৹॥ શેર, જાયફળ ૧, એલચી દાણા ৹। તોલો, બદામ બીજ ૫ તોલા.

**કરવાની રીત**—પાકા કેળાની છાલ કાઢી નાખી કલાઇવાળા તપેલામાં કડછીથી કેળાનો છુંદો કરવો. છુંદો તૈયાર થાય એટલે ઉપરનાં ઘીમાંથી ৹॥। શેર ઘી કેળામાં મેળવવું. પછી એક શેર ખાંડની ચાસણી કરી તેમાંથી અરધી ચાસણી આજુમાં જુદા વાસણમાં રાખી બાકીની અર્ધી ચાસણીમાં કેળાનો અર્ધો છુંદો મેળવી દેવો અને ચુલા ઉપર મુકવું અને ઘુંટયા કરવું. બીજું અર્ધો શેર ઘી તથા બાકીની ચાસણી ચુલા ઉપર થોડી થોડી નાંખતાં જવું. આ પ્રમાણે ચુલા ઉપર બે કલાક સુધી

ઘુંટયા કરવું. જાડું થાય એટલે બદામનાં બીજને ગરમ પાણીમાં પલાળી, છાલ ઉતારી બારીક ચીરીયાં કરી તેમાં જાયફળનો ભુકો કરી ભભરાવી, એલચી દાણાનો ભુકો કરી ભભરાવી, હલવાને ફેરવવો. નીચે ઉતારીને આ ક્રિયા કરવી. વધુમાં વધુ ૧૫ દીવસ સુધી હવા ન જાય તો આ હલવો સારો રહી શકે.

**બદામની પુરી**

**સાધન** — સારી બદામનાં બીજ ના શેર, સાકર ના શેર, કેસર બે આનીભાર. એલચીનો ભુકો ા તોલો, પીત્તળની ચુડી નં. ૧.

**રીત** — પાણી ગરમ કરી તેમાં બદામનાં બીજ નાંખી દેવા. પછી નીચે ઉતારી છાલ કાઢી નાખવી અને તેમાં સાકર ના શેર મેળવી ખુબ પીસવી. પીસતી વેળા અંદર કેસર, એલચી સાથે મેળવી દેવાં. પછી તેનાં આઠ ભાગ કરવા. દરેક ભાગ પીત્તળની ચુડી-માં જે બદામની પુરી જેવડાં જ આકારની હોય છે તેમાં ભરી દઈ ઉપર હાથ ફેરવી એક કાગળ ઉપર મુકવી. અને તેનાં ઉપર આકાર બરાબર રહેવા માટે પોલા હાથે વેલણ ફેરવવું. પછી સગડીમાં અગ્નિ સળગાવી નીચે થાળી રાખી દેવી. પણ પુરી નીચેથી કાગળ કાઢવો નહીં. થાળીથી સગડીનું તળીયું દોઢ ઈંચ ઉંચું રહે તેમ કરવું. અને તે તપાસ્યા કરવી. અને બદામી રંગની થાય એટલે કાઢી કાગળ ઉપર મુકવી. નીચે કાગળ ચોંટી ગયો હોય તો કાઢી નાખવો. પછી ફરીવાર પાસું ફેરવી કાગળ બદલાવી પાછી થાળી, સગડી ઉપર મૂકવી. પાકી જાય એટલે ઉતારી લેવી. જેટલાં નંગ કરવા હોય તેટલા સગડીનાં પ્રમાણમાં અગ્નિ બરાબર લાગે તેટલાં મુકવાં. આવી જ રીતે કાજુ તથા મગફળીનાં બીયાંના થાય છે. કેટલાંક વેપારી ચણાનાં આટાને શેકી અંદર બદામનો એસન્શ તથા મીઠાઈનો રંગ નાંખી કમાવાનાં સાધન તરીકે બદામની પુરી કરી જનતાને છેતરે છે.

---

# માતૃત્વનો મહિમા



લેખિકા,
એક 'યુવતી'

•

**'બા'** કેવો મીઠો અને કર્ણપ્રિય શબ્દ ! સમગ્ર વિશ્વની મીઠાશ બા શબ્દમાં સમાઇ ગઇ છે. કેટલા પ્રેમ અને ઉમળકાથી એક બાળક 'બા' શબ્દ ઉચ્ચારે છે ? ખરેખર એક જનેતામાં દુનિયાનાં તમામ દુઃખો ભૂલાવી દેવાની અતિ ઉગ્ર શક્તિ રહેલી છે. માતાનો ખોળો એ બાળકને મન તમામ સુખ દુઃખનો ઉભરો ઠાલવવાનું એમ માત્ર અને અજોડ સ્થાન છે. એની હુંફ અનંતશાન્તિની પ્રેરણારૂપ છે. એની છાયામાં સદાય સુખનું સર્જક, પ્રેમ અને વાત્સલ્ય રહેલાં છે.

અનેક કવિઓ અને લેખકોએ માતૃત્વનો મહિમા ગાયો છે. સ્ત્રીના જીવનમાં માતૃત્વ એ એક મહામૂલો લ્હાવો છે. બાળકને પારણામાં પોઢાડી બા જ્યારે હાલરડાં ગાય છે, ત્યારે સ્વર્ગની કોઇ દેવી સમાન લાગે છે. માતાના

આવા પ્રભાવ અને શક્તિને માટે ગવાયું છે કે 'જે કર ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે.' મારા સ્વતંત્ર અભિપ્રાય પ્રમાણે તો હરેક સ્ત્રીનું જીવન માતૃત્વ વીના સંપૂર્ણ નથી. અનેક વિદેશી બહેનોનું પણ એવું માનવું છે, કે માતૃપદ મેળવ્યા પછી જ સ્ત્રી માનસિક તથા શારીરિક સંપૂર્ણ વિકાસ સાંધે છે.

મોટે ભાગે માતાઓને શીરે બાળઉછેરનો સારો એવો બોજ રહેલો હોય, જો માતાઓ સુશિક્ષિત અને સંસ્કારી હોય તો જ બાળકનું ઉચ્ચચારિત્ર ઘડવામાં પોતાનો ફાળો આપી શકે. બાળકના જીવનમાં સારા યા નરસા સંસ્કારો રોપનાર મૂળ તો તેની માતા જ છે. બાલ્યાવસ્થામાં બાળકોનો બધો સમય બીજા કુટુંબીઓ કરતાં માના સંસર્ગમાં વધારે પસાર થાય છે. તેથી જ માના સદ્‌ગુણ અને આવડત થકી બાળકના ભાવિજીવનનો પાયો નંખાય છે. વળી પ્રત્યેક બાળક ભવિષ્યનો સમાજસેવક તથા દેશસેવક છે. તેથી જે માતા કુમળા બાળમાનસપર સ્વદેશાભિમાન તથા રાજસેવાના સૂત્રો ઠસાવે છે, તે માતા દેશ તથા સમાજને આશીર્વાદ સમાન છે.

પ્રાચીન મહાપુરુષોએ પણ માતાનો મહિમા ગાયો છે. ઇતિહાસમાં એવા અનેક વીરપુરુષોનાં દાખલાઓ મળી આવે છે, કે જેમના યશસ્વી અને ઉજ્વળ જીવનનો મૂળ સ્થંભ તેમની માતાઓ હતી. તેઓની પાછળ લેવાયલા તેમની માતાઓના અથાગ શ્રમ અને કાળજી એ તેમની ઇતિહાસપ્રસિદ્ધિ અને લોકપ્રિયતાના કારણો હતાં. છત્રપતિ શિવાજી મહારાજનાં માતા જીજીબાઇએ બાળપણમાં શિવાજી મહારાજને ગૌસેવા અને પ્રજાને સુખી કરવાનું શિક્ષણ આપ્યું હતું. એ જીવંત દાખલો છે.

અર્વાચિન યુગમાં આર્થિક તંગી, સામાજિક બંધનો અને તેને અંગે ઉપસ્થિત થતી નીરક્ષરતાને લીધે સ્ત્રીશક્તીનો ઉત્કર્ષ અટક્યો છે, નિર્ધનતા અને અજ્ઞાનતાને કારણે આપણા દેશની અનેક સ્ત્રીઓ બાળઉછેરની બાબતમાં બિલ્કુલ પછાત માલમ પડી છે. એમાં વળી જુનવાણીમાનસ અને અંધશ્રદ્ધાએ સારો એવો સાથ આપ્યો છે. જો કે ઘણી કેળવાયલી અને મધ્યમ વર્ગની બહેનો બાળઉછેરનું મહત્વ સમજતી થઇ છે, પણ વિશ્વના બીજા અનેક દેશો કરતાં હિંદમાં બાળકોના આરોગ્ય અને તેમની કેળવણી પાછળ ઘણું ઓછું લક્ષ અપાય છે. તેમાં વળી શ્રીમંત અને સાધનસંપન્ન સ્ત્રીઓ નોકરો રાખીને બાળઉછેરનો બોજો હળવો કરતી થઇ છે. આમ માતા તરીકેનું જે સ્થાન અને પદ સ્ત્રી યુગોથી ભોગવતી આવી હતી, તેમાં અનેક કારણોને લીધે વિક્ષેપ પડયો છે. એક સમય એવો હતો, કે જ્યારે સ્ત્રી સંતાનોને જન્મ આપી, તેમને સંસ્કાર અને વીરતાનું શિક્ષણ આપી માતૃપદને શોભાવતી અને તેમાં પોતાનું ગૌરવ સમજતી, જ્યારે અત્યારની ઘણી યુવતીઓ માતૃત્વને હીણપદ અને બાળઉછેરને જંજાળ સમજતી થઈ છે.

હિંદની કેળવાયેલી અને સંસ્કારી બહેનો તથા ભવિષ્યની માતાઓ માતૃત્વનો મહિમા દૃષ્ટિ સમક્ષ રાખે, માતા તરીકેની આદર્શ ફરજો બજાવે, અને તેમ કરી દેશસેવા અને સમાજસેવા કરવામાં પોતાનો અનિવાર્ય ફાળો આપે એ ઇચ્છનીય છે.

શ્રીમતી ગોદાવરી પરૂળેકરને મહારાષ્ટ્રનાં ગરીબ ખેડૂતો 'ગોદુતાઈ'ને નામે સંબોધે છે. ઉંબરગાંવના ૭૦ હજાર વારલી–આદિવાસીઓ જે આજ સુધી જમીનદાર, અને શાહુકારોના પંજા હેઠળ કચડાતા ગુલામ પશુઓની જીંદગી જીવી રહ્યા હતા, એમનામાં માનવતાનું અભિમાનજાગૃત કરી આઝાદીની લડત માટે ખડા કરી દેનાર આ 'ગોદુ તાઇ' કંગાલ વારલી કિસાનોના દિલમાં સ્થાન પામી છે. જમીનદાર શાહુકારના ગુંડાઓ અને સરકારના દમન ને ગોળીઓનો સામનો કરી એણે મહારાષ્ટ્રના ખેડૂતોને સંગઠિત કરી, પોતાની આઝાદી માટે કુરબાનીઓ કરતાં ને લડતાં શીખવ્યું છે.

પૂનાના એક પ્રતિષ્ઠિત વકીલને ત્યાં લાડકોડમાં ઉછરેલ, વકીલાતની પરીક્ષા પાસ કરનાર, શહેરની સુંવાળી જીંદગી જીવવા ટેવાયેલા આ મહિલાએ ૧૯૩૫ની સાલથી પોતાના દેશની સેવાનો ભેખ ધર્યો છે. આજે તેઓ મહારાષ્ટ્ર પ્રાંતની કિસાન સભાનાં મદદનીશ મંત્રી છે. મહારાષ્ટ્રના કિસાનોનાં આ આગેવાન બહેન મુંબઈની પ્રાંતિક ધારાસભા માટે ઉમેદવાર તરીકે ઉભાં રહ્યાં હતાં.

*

ડાક્ટર અચમ્માએ આંધ્રદેશમાંથી મદ્રાસની ધારાસભા માટે ઉમેદવારી કરી હતી.

અચમ્માના પિતા આંધ્ર દેશના એક પ્રખ્યાત સાહિત્યકાર થઇ ગયા. ગળથુથીમાં જ પ્રગતિશીલ વિચારોનો તેમને વારસો મળેલો. પિતાએ દીકરીને ડાક્ટરી પાસ કરાવવા પરદેશ મોકલાવી; પણ આપણા દેશના ડાક્ટરોની પેઠે પરદેશથી કમાઈ આણેલી એ વિદ્યાને માત્ર પૈસાની ખાતર વટાવી ખાવાનો ધંધો અચમ્માને પસંદ નહોતો. એણે તો પોતાની એ વિદ્યા દ્વારા પોતાના દેશની ગરીબ, અભણ ને અજ્ઞાનને કારણે કટ મોતનો ભોગ બનતી બહેનોની સેવામાં ખપાડી દીધી.

કેટલાક

# સ્ત્રી-પરિચય

*

ડાક્ટર અચમ્માનું ઘર રોગથી પીડાતી જ નહિ પણ સમાજના સિતમે સંતાપેલી સ્રીઓ ને છોકરીઓનું આશ્રય સ્થાન બની ગયું. ડાક્ટરીના આ ધીખતા વ્યવસાયમાંથી ફુરસદ મેળવી લઇને, અચમ્માએ છેક ૧૯૨૮ની સાલથી કોંગ્રેસની ચળવળમાં પણ સારો એવો હિસ્સો નોંધાવ્યો છે. ૧૯૩૨'ની સાલથી સમાજવાદ ને કમ્યુનિઝમને તેમણે ગરીબી ને રોગના દુઃખે દુઃખી દુનિયાના એક માત્ર ઉપાય તરીકે સ્વીકારી લઇ, એને માટે જીવન અર્પણ કર્યું છે. આજે ડા. અચમ્માએ પોતાના પ્રાંતમાં ૨૦,૦૦૦ સભ્યોવાળું જબરજસ્ત મહિલા સંગઠન ઉભું કર્યું છે. આંધ્રની મહિલાઓએ એમને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યાં છે.

*

બીબી સન્તકુંવર એ પંજાબની ધારાસભા માટે ઉભાં થયેલ ઉમેદવાર છે. અમૃતસરના દેશાભિમાની સમાજમાં કોઇ એવું માનવી નહિ હોય જેમણે બીબી સન્તકુંવર ને એમના પતિ ગુરૂબક્ષસિંહનું નામ નહિ સાંભળ્યું હોય. બીબી સંતકુંવર અમૃતસરનાં જાણીતાં મહિલા આગેવાન છે. કોંગ્રેસનાં એ પુરાણાં કાર્યકર્તા છે. કમ્યુનિસ્ટપક્ષ સાથે તેઓ હાલમાં કોંગ્રેસમાંથી છુટાં થયાં છે. પંજાબમાં મહિલા આત્મરક્ષા લીગ કાયમ કરવામાં એમનો ફાળો ઘણો મોટો હતો. આજે તેઓ અખિલ હિંદ મહિલા પરિષદનો પ્રચાર પંજાબની શીખ સ્રીઓમાં વધારી રહ્યાં છે.

*

ઇરાનમાં રૂસ્તમ દીનીયાર નામે ઇરાની પારસી રહેતો હતો. ફરગી નામની તેની સ્રી



ટોંતાઇની એક સભામાં શ્રોતાજનોમાંથી એક બહેને ગાંધીજીને પ્રશ્ન પૂછેલો, કે પોતાના કુટુંબની પાછળ ધ્યાન આપી રહેલી સ્ત્રીઓ દેશસેવા કેવી-રીતે કરી શકે? ગાંધીજીએ એ પ્રશ્નનો જે જવાબ આપેલો તે 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'માં પ્રગટ થયો છે. એમણે કહેલું કે 'જે સ્ત્રી પોતાના કુટુંબની સારસંભાળ રાખે અને ખરેખર દેશસેવાની દૃષ્ટિ રાખીને જ પોતાનાં બાળકોને ઉછેરે, તે એટલું કરવાથી જ દેશની ઉત્તમોત્તમ સેવા કરી ચૂકી છે એમ સમજવું. એથી વિશેષ કશું કરવાની એને જરૂર નથી. પરંતુ શું શ્રીમંતો કે શું ગરીબોમાં પણ એવા દાખલા જવલ્લે જ જોવા મળે છે.' આગળ ચાલતા એમણે જણાવ્યું હતું કે, 'માતાઓ પોતાનાં બાળકો દેશસેવકો બને એમ ઇચ્છતી નથી. પણ દીકરો હોય તો સારી કમાણીવાળો ધંધો કરતો થાય એમ ઇચ્છે છે ને દીકરી હોય તો રૂડી રીતે લગન કરીને ઠેકાણે પડે એમ ઇચ્છે છે. વળી, કુટુંબજીવનની મોહમાયામાં ઊંડા ખુંપી જવા સાથે દેશસેવાનો મેળ પણ મળે એમ નથી. આમાં તો મોટે ભાગે પતિરાજેનો જ વાંક હોય છે. પરિણામ એ આવ્યું છે, કે સ્ત્રીઓનું આખું જીવન છોકરાં જન્માવવામાં ને તેમને ઉછેરવામાં જ ખપી જાય છે. જ્યાં સુધી બાળકોના જન્મ ઉપર અંકુશ મૂકવામાં ન આવે ત્યાં સુધી સ્ત્રીના સેવા વિશેના વિચારો મિથ્યા છે. આના ઇલાજ લેખે સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ પશ્ચિમમાં વધતો જાય છે. ભણેલી સ્ત્રીઓ વગર વિચાર્યે પશ્ચિમનું આંધળું અનુકરણ કરે છે. પણ રોગ કરતાંય આ ઇલાજ બૂરો છે. જો સ્ત્રીઓ અને પુરુષો કુટુંબજીવનમાં સંયમ પાળે તો પોતાનાં બાળકો સાચા દેશસેવકો બને. એવી રીતે તેમને ઉછેરવાને તેઓ શક્તિમાન થશે, એટલું જ નહિ, તેમને દેશસેવા માટે કાઢવો જોઇતો વખત પણ મળી રહેશે.'

*

મદ્રાસથી ખબર છે કે વિદ્યાર્થીઓની કવાયત વખતે ભાષણ આપતાં ગાંધીજીએ *મિત્રોને સગાંવહાલાંની સાથે અંગ્રેજીમાં લખવા* બોલવા માટે તેમને ઠપકાર્યાં હતા. તેમણે કહ્યું કે 'એ આપણી શરમ છે.' વિદ્યાર્થીઓમાં ને ખાસ કરીને કન્યાઓમાં જે ટાપટીપ ને પફ પાઉડર કરવાની પદ્ધતિ પ્રચલિત છે તેનો ઉલ્લેખ કરતાં ગાંધીજીએ જણાવ્યું કે 'જ્યારે લાખો દેશવાસીઓ ભૂખે મરે છે ત્યારે વૈભવ પાછળ ને કૃત્રિમ ખુબસૂરતી પાછળ પૈસાનો દુર્વ્યય કરવો એ અયોગ્ય છે. પત્થરની મૂર્તિને પોલીશની જરૂર રહે, જેમને પ્રાકૃતિક સૌંદર્યની બક્ષિસ થયેલી છે તેવી જીવંત મૂર્તિઓને પોલીશની જરૂર રહેતી નથી.'

*

પૂના ખાતેના આગાખાન મહેલના ચોગાનમાં આવેલી સ્વર્ગસ્થ કસ્તુરબાની અને સ્વ. મહાદેવભાઇ દેસાઇની માટીની સમાધિ ઉપર ના. આગાખાને આરસનું ચણતર કરાવ્યું છે. આ સમાધિની આસપાસ ખાસ બંધાયેલી દીવાલો ચણવામાં આવશે. ના. આગાખાને આ કાર્ય માટે મહાત્માજીની સંમતિ મેળવી હતી. શરૂઆતમાં તો પૂ. કસ્તુરબા અને મહાદેવભાઇની સમાધિ પર 'ઓમ' અને 'હે રામ' શબ્દો આલેખાયેલા પરંતુ આરસનું કામ પૂરું થયા બાદ સમાધિ પર કોતરવા માટેના લેખ અંગે ગાંધીજી પાસે ના. આગાખાને સૂચના માગી હતી.

એ. પી. ના ખબરપત્રીને મુલાકાત આપતાં આઝાદ સેનાની ઝાંસીની રાણીની ટુકડીની ત્રણ બહેનોએ જણાવ્યું હતું કે 'અમે ઝાંસીની રાણીની ટુકડીમાં જ્યારે દાખલ થયાં ત્યારે અમારી એક જ ઇચ્છા હતી અને તે દિલ્હી પહોંચવાની.'

આ ત્રણ બહેનોમાં–શ્રીમતી ચંદ્રન રંગુનની ઝાંસીની રાણીની ટુકડીની શિક્ષણ શિબિરના સંચાલિકા હતાં, કુમારી ઇ. ઝેવીસર ઝાંસીની ટુકડીનાં પરિચારિકા હતાં અને શ્રીમતી સ્લીમ આઝાદ સેનાનાં કર્નલ હતાં. ત્રણે બહેનોએ સ્ત્રીઓ માટે લશ્કરી કેળવણીની અનિવાર્યતા પર ભાર મૂક્યો હતો. 'આવી કેળવણીએ અમને શક્તિવાળા બનાવવામાં તથા જીવનની મુશ્કેલીઓનો સામનો કરવામાં મદદ કરી છે, એથી શિસ્ત અને નિડરતાનું અમને ભાન થયું છે.' શ્રીમતી સ્લીમે જણાવ્યું હતું કે 'જો હિંદને આઝાદી મળે તો તેના ઘણા પ્રશ્નોનો નિકાલ વધુ મુશ્કેલીઓ વગર આવી જાય. ઝાંસીની ટુકડીની શરૂઆત શ્રીમતી ચંદ્રનની શાળામાંથી થઇ હતી. અને ત્યાર બાદ મલાયામાં એની ભરતીનું કાર્ય થયું હતું. શરણાગતિ વેળા ટુકડીની સંખ્યા ૧૦૦૦ ની હતી. અમારા શિક્ષણની મુદત ૧૮ મહિનાની રખાઇ હતી અને પુરુષો જેવું જ શિક્ષણ અમને અપાયું હતું. નેતાજી અને કેપ્ટન લક્ષ્મી અમારી જાતસંભાળ લેતાં.'

*

બર્મામાં હિંદની આઝાદીની હીલચાલમાં, સ્ત્રીઓમાં વધુમાં વધુ દાન આપનાર શ્રીમતી હીરાબાઈ બેટાઇ, બર્માથી કલકત્તા ખાતે આવી પહોંચ્યાં છે. શ્રીમતી બેટાઇ જન્મે ગુજરાતી છે અને હવે તેઓ કલકત્તા ખાતે તેમના પતિ શ્રી. એચ. આર. બેટાઇ સાથે રહેશે. શ્રી એચ. આર. બેટાઇ, બર્માની આઝાદ હિંદ બેંકના ડીરેકટર (વ્યવસ્થાપક) હતા.

શ્રી હીરાબહેન બેટાઇ



તેમણે લાખો રૂપિયાના સોના ચાંદીના તથા જર ઝવેરાત, અને ૫૧૦૦૦ રૂપીઆ રોકડા આઝાદ હિંદ ફોજના ફંડમાં આપ્યા હતા. અને બર્મામાં 'ઝાંસીની રાણી' નામની સ્ત્રીઓની ફોજ ઉભી કરવામાં તેમણે પુષ્કળ પૈસા આપેલા. કામચુત ખાતેની ઇન્ડીપેન્ડન્સ લીગની સ્ત્રીઓની શાખાના પ્રમુખ તરીકે તેમણે પોતાનો બધો સમય હિંદી સ્ત્રીઓની 'ઝાંસીની રાણી ફોજમાં ભરતી કરવામાં ગાળેલો.' તેમજ બધાને આઝાદ હિંદ ફોજમાં કોઇપણ જાતની મદદ કરવા તેમણે જણાવેલું અને તેમની આ સેવાના બદલામાં કામચુત ખાતે હિંદની કામચલાઉ સરકારના ઉત્સવ વખતે ભરવામાં આવેલી હિંદીઓની સભામાં શ્રી સુભાષ બોઝે તેમને 'સેવકે હિંદ' નો ચાંદીનો ચાંદ એનાયત કર્યો હતો.

*

મુંબઇની અશાંતિ દરમ્યાન લશ્કર તરફથી થયેલા ગોળીબાર કેટલા આંધળા, બેફામ અને



કોંતાઇની એક સભામાં શ્રોતાજનોમાંથી એક બહેને ગાંધીજીને પ્રશ્ન પૂછેલો, કે પોતાના કુટુંબની પાછળ ધ્યાન આપી રહેલી સ્ત્રીઓ દેશસેવા કેવી રીતે કરી શકે? ગાંધીજીએ એ પ્રશ્નનો જે જવાબ આપેલો તે 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'માં પ્રગટ થયો છે. એમણે કહેલું કે 'જે સ્ત્રી પોતાના કુટુંબની સારસંભાળ રાખે અને ખરેખર દેશસેવાની દૃષ્ટિ રાખીને જ પોતાનાં બાળકોને ઉછેરે, તે એટલું કરવાથી જ દેશની ઉત્તમોત્તમ સેવા કરી ચૂકી છે એમ સમજવું. એથી વિશેષ કશું કરવાની એને જરૂર નથી. પરંતુ શું શ્રીમંતો કે શું ગરીબોમાં પણ એવા દાખલા જવલ્લે જ જોવા મળે છે.' આગળ ચાલતા એમણે જણાવ્યું હતું કે, 'માતાઓ પોતાનાં બાળકો દેશસેવકો બને એમ ઇચ્છતી નથી. પણ દીકરો હોય તો સારી કમાણીવાળો ધંધો કરતો થાય એમ ઇચ્છે છે ને દીકરી હોય તો રૂડી રીતે લગન કરીને ઠેકાણે પડે એમ ઇચ્છે છે. વળી, કુટુંબજીવનની મોહમાયામાં ઊંડા ખુંપી જવા સાથે દેશસેવાનો મેળ પણ મળે એમ નથી. આમાં તો મોટે ભાગે પતિરાજોનો જ વાંક હોય છે. પરિણામ એ આવ્યું છે, કે સ્ત્રીઓનું આખું જીવન છોકરાં જન્માવવામાં ને તેમને ઉછેરવામાં જ ખપી જાય છે. જ્યાં સુધી બાળકોના જન્મ ઉપર અંકુશ મૂકવામાં ન આવે ત્યાં સુધી સ્ત્રીના સેવા વિશેના વિચારો મિથ્યા છે. આના ઇલાજ લેખે સંતતિનિયમનનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ પશ્ચિમમાં વધતો જાય છે. ભણેલી સ્ત્રીઓ વગર વિચાર્યે પશ્ચિમનું આંધળું અનુકરણ કરે છે. પણ રોગ કરતાંય આ ઇલાજ બૂરો છે. જો સ્ત્રીઓ અને પુરુષો કુટુંબજીવનમાં સંયમ પાળે તો પોતાનાં બાળકો સાચા દેશસેવકો બને. એવી રીતે તેમને ઉછેરવાને તેઓ શક્તિમાન થશે, એટલું જ નહિ, તેમને દેશસેવા માટે કાઢવો જોઈતો વખત પણ મળી રહેશે.'

*

મદ્રાસથી ખબર છે કે વિદ્યાર્થીઓની કવાયત વખતે ભાષણ આપતાં ગાંધીજીએ મિત્રોને સગાંવહાલાંની સાથે અંગ્રેજીમાં લખવા બોલવા માટે તેમને ઠપકાર્યાં હતા. તેમણે કહ્યું કે 'એ આપણી શરમ છે.' વિદ્યાર્થીઓમાં ને ખાસ કરીને કન્યાઓમાં જે ટાપટીપ ને પફ પાઉડર કરવાની પદ્ધતિ પ્રચલિત છે તેનો ઉલ્લેખ કરતાં ગાંધીજીએ જણાવ્યું કે 'જ્યારે લાખો દેશવાસીઓ ભૂખે મરે છે ત્યારે વૈભવ પાછળ ને કૃત્રિમ ખુબસૂરતી પાછળ પૈસાનો દુર્વ્યય કરવો એ અયોગ્ય છે. પત્થરની મૂર્તિને પોલીશની જરૂર રહે, જેમને પ્રાકૃતિક સૌંદર્યની બક્ષિસ થયેલી છે તેવી જીવંત મૂર્તિઓને પોલીશની જરૂર રહેતી નથી.'

*

પૂના ખાતેના આગાખાન મહેલના ચોગાનમાં આવેલી સ્વર્ગસ્થ કસ્તુરબાની અને સ્વ. મહાદેવભાઇ દેસાઇની માટીની સમાધિ ઉપર ના. આગાખાને આરસનું ચણતર કરાવ્યું છે. આ સમાધિની આસપાસ ખાસ બંધાયેલી દીવાલો ચણવામાં આવશે. ના. આગાખાને આ કાર્ય માટે મહાત્માજીની સંમતિ મેળવી હતી. શરૂઆતમાં તો પૂ. કસ્તુરબા અને મહાદેવભાઇની સમાધિ પર 'ઓમ' અને 'હે રામ' શબ્દો આલેખાયેલા પરંતુ આરસનું કામ પૂરું થયા બાદ સમાધિ પર કોતરવા માટેના લેખ અંગે ગાંધીજી પાસે ના. આગાખાને સૂચના માગી હતી.

પ્રદેશોમાં મોકલી દેવામાં આવી હતી. કેટલાક કેસોમાં તેઓ છોકરીઓ પીધેલી હાલતમાં રસ્તા પર પડેલી જોવામાં આવી હતી. કોઇ કોઇ વખતે વિદેશી સૈનિકોની છાવણી વચ્ચે અને ક્યારેક તો એક જ મકાનમાં આવતી હતી. પરીણામે અસંખ્ય બળાત્કારો, અસંખ્ય ગર્ભપાતો, બળજબરી પૂર્વકની સમભોગથા, આપઘાતો અને ચામડીના રોગોની પરંપરા ચાલી હતી. હીંદ સંરક્ષક ધારાની રૂએ આ સંબંધે હિંદી અમલદારો કશું બોલી શકતા નથી. આથી ખાસ તપાસ ચાલે તો જ આ ચોકાવનારી બીનાઓ પર પ્રકાશ પડે.'

આ પત્ર પર ' વેકની ' સો છોકરીઓએ સહી કરેલી છે.

ઉપર જણાવેલી હકીકત સંબંધે વડી ધારાસભામાં યુદ્ધમંત્રી શ્રી મેસને સ્ત્રી સૈનિક-દળ વિષે આરોપોનો પ્રો. રંગા તથા શ્રી રામાયણપ્રસાદને લેખિત જવાબ આપતાં જણાવ્યું હતું કે ' સ્ત્રી સૈનિક-દળની ૧૦૦ છોકરીઓની સહીવાળો ફરિયાદ પત્ર બનાવટી હતો. તેમણે જણાવ્યું કે ' સ્ત્રી સૈનિકોનાં નિવાસ સ્થાનોમાં નિયમનો કડક હતાં, અને ત્યાં કોઇ પણ બહારનો પુરૂષ કે સૈનિક જઇ શકતો નહિ. માત્ર તેમનાં હિતો પર ધ્યાન આપનાર અધિકારીઓ જ તેમની મુલાકાતો લઇ શકતા. સ્ત્રી-સૈનિકોને બહાર જવા આવવા માટે સમય નક્કી હતો. અઠવાડિયામાં એક વખત તેઓ સિનેમા નૃત્ય વિગેરે જોવા જઈ શકતી, પરંતુ તેમને બળજબરીથી નૃત્ય કરવા કે પુરૂષ અધિકારીઓ કે બ્રિટિશ અફસરોને ખુશ કરવા માટે નાચગાન કરવા કહેવામાં નહોતું આવતું. એવા આરોપ એ લશ્કરી સત્તાવાળા અને સ્ત્રી-સૈનિકો માટે બહુ બદનક્ષી ભર્યો અને ઝેરી છે.

માબાપને મળવા માટે તે છોકરીઓને છૂટ આપવામાં આવતી હતી. તેમના ખાવા, રહેવા અને પગારના ધોરણ પણ સારાં છે. તેનો પુરાવો એ છે, કે સ્ત્રીસૈનિકો નોકરી છોડવાની નારાજી બતાવે છે, કારણ કે હવે એ દળને વિખેરી નાખવામાં આવશે. બાકીનાં લશ્કરની વ્યવસ્થા મુજબ આ દળની છોકરીઓ માટે પણ રહેઠાણ અને નિર્વાહની વ્યવસ્થા થશે.

સ્ત્રી-લશ્કરમાં મોટા હોદ્દાઓ યુરોપિયન અને એંગ્લો-ઇન્ડીયનોને વધારે મળતા હતાં, એ વાત ખરી છે અને સ્વાભાવિક જ છે; વળી સ્ત્રીઓએ કમાણી કરવી એ હિંદ માટે તો હજુ શરૂઆત છે, જ્યારે યુરોપિયન, ખ્રિસ્તી વિગેરે માટે તદ્દન સાધારણ છે. ઉલટું, કેટલાક તો એમ ટીકા કરે છે કે, છોકરીઓને પુરૂષ-સૈનિકો કરતાં વધારે પગાર શા માટે આપવામાં આવે છે? એવા પણ આરોપો છે કે સ્ત્રી-સૈનિક દળમાં બળાત્કાર, ગર્ભપાત, ફરજિયાત માતૃત્વ, ગુપ્ત રોગો, આત્મહત્યા વિગેરે કેસો બન્યા છે; પરંતુ ૧૯૪૨માં આ સેના સ્થપાયા પછી માત્ર બળાત્કારના બે જ કેસો બન્યા હોવાના દાખલ મળે છે. અને બંને કેસોમાં ગુન્હેગારોને મૃત્યુદંડ કરવામાં આવ્યો હતો. ગેરકાયદે બાળકને જન્મ આપવાના ૬૫ કેસો જ બન્યા હતા. ૨૫ ગુપ્ત રોગોના છે. કેટલીક છોકરીઓએ કારણો છૂપાવીને નોકરી માંથી રજા પણ મેળવી હતી.

૩૪૦૦૦ સ્ત્રી સૈનિક-દળ ઉપરાંત સ્ત્રી-નાગરિક-દળ હતું. તેમા કેટલા, થાના કેસો બન્યા એ ખબર નથી. લશ્કરમાં બે છોકરીઓએ આપઘાત કર્યા હતા.'

આગળ ચાલતાં યુદ્ધ મંત્રી શ્રી મેસને કહ્યું કે, 'જાહેરમાં આ વસ્તુઓની તપાસ માટે માગણી કરવી એ નકામો સમય અને પૈસો બગાડશે.'

*

ન્યાયતુલા સંભાળનાં અંગ્રેજી ન્યાયમંદિરો કોઇ કોઈ વાર અસલનાં સૂત્રો સ્વીકારે

છે એ વિનોદકારી છે. એક પત્નીએ જવા આવવાની રેલ્વે ટીકીટ ખરીદ કરી હતી. આવતી વખતે એ ટીકીટનું અડધિયું એના પતિએ વાપર્યું તેથી એક બ્રિટીશ રેલ્વે કંપનીએ એ પતિ સામે કેસ માંડયો હતો. કંપનીના પેટા નિયમો પ્રમાણે પેસેન્જરે ખરીદેલ ટીકીટ કે રીટર્ન ટીકેટનું અડધિયું બીજાને વાપરવા આપી શકાય નહિ. કાયદાની દૃષ્ટિએ પતિપત્ની એક છે એ પ્રાચીન મૂળભૂત સિદ્ધાંત હાલ લગભગ વિસરાઈ ગયો છે; પણ આ પ્રતિવાદીઓએ આ વાત આગળ કરી, કાયદાની નજરે પતિ પત્ની એક વ્યક્તિ છે, એક દેહ-એક લોહી ગણાય છે એ સિદ્ધાંત મી. બ્રેક્ટને છેક તેરમા સૈકામાં રજુ કર્યો હતો. સત્તરમા સૈકાની શરૂઆતમાં કોકે એનું પુનઃ પ્રતિપાદન કર્યું હતું. ત્યારબાદ અનેક ગૂંચવણો, વિચિત્રતાઓ ને અન્યાયો જાળવવાનો સંભવ ઉભો થવા છતાં સામાન્ય કાયદો આ માન્યતાને વળગી જ રહ્યો છે. પતિ ઉપર જવાબદારીઓ લાદવામાં આ સિદ્ધાંતનો ઉપયોગ કરવા કાયદો સદા તત્પર હોય છે, પરંતુ પતિને કોઇપણ પ્રકારનો હક્ક મળતો હોય ત્યાં ઢીલો રહે છે. એટલે પત્નીને સજા કરવાનો પતિનો હક્ક અત્યારે છીનવી લેવાયો છે, જો કે સજા કરીને એ પોતના જ લોહીને; દેહને; સુધારતો હોય છતાં પતિને મળતો અધિકાર કાયદાએ ઝૂંટવી લીધો છે. પરંતુ એની પત્નીની આવકમાંથી એ બીલકુલ લાભ ઉઠાવતો ન હોય છતાં તેના પર આવક વેરો આપવા એ બંધાયલો છે. પત્ની પાસે જોઇએ તેટલી મીલકત હોય છતાં તેની જરૂરીઆતો પૂરી પાડવા પતિ બંધાયલો જ છે. ખાસ મનાઈ કરી હોય છતાં પત્ની અપરાધ કરે તો તેને માટે પણ પતિ જવાબદાર લેખાય છે. એટલે ઉપયુક્ત પ્રાચીન સિદ્ધાંત ઘણા સમયથી અપનાવવામાં આવેલો હોવા છતાં કાયદામાં તેને પગ મૂકવાનું સ્થાન નથી, પતિ અને પત્ની શારીરિક રીતે એક નથી જ, પત્નીનું ખૂન કરનાર પતિને ફાંસી મળે છે, તેને આત્મઘાતની સજા ફરમાવાતી નથી. પતિ ને પત્ની વચ્ચે માનસિક એકતા પણ નથી. પતિ ને પત્ની પરણીને એક બને છે ત્યારબાદ તેમના મતભેદ વધારે તીવ્ર બને છે, છતાં પત્નીને પતિની અર્ધાંગી કહેવામાં આવે છે, એટલે પદ દલિત બ્રીટીશ પતિ પત્નીની ટીકીટનું અડધિયું વાપરી શકે એટલી કાયદો પરવાનગી આપે છે, એટલું એનું સાન્ત્વન છે. કદાચ એ અડધિયું પણ પતિના પૈસામાંથી જ ખરીદાયું હશે.

*

૧૯૪૨ની લોકક્રાંતિ વેળા મદ્રાસ પ્રાંતની એક મહિલા, શ્રીમતી ભારતી દેવી વિષેના કેસમાં હમણાં પાંચ સાક્ષીઓની તપાસ લેવાતાં ચોંકાવનારી વિગતો બહાર આવી છે. તોફાનોની શરૂઆતમાં પોલીસ પાર્ટીએ ભારતીદેવીને ઘેર આવી તેના પતિ માટે પૂછ્યું. તેને ખબર ન હોવાથી પોલીસે તેને સતાવી અને બાળકને લાત મારી, તેની આબરૂ લુંટવામાં આવી હતી. આઠ દિવસ સુધી તેના બાળકને અટકાયતમાં રાખવામાં આવેલું, જે જુલમને લીધે પાછળથી મૃત્યુ પામેલું હતું. નિરાધારપણાને લઈ આ બધી વિગત ભારતીદેવી સત્તાવાળાને પહોંચાડી શકી ન હતી. તદુપરાંત પોલીસે તેના ત્રણ મકાનો અને અનાજને બાળી-મુક્યા હતાં. તેના દિયરનું માથું મુડાવી, તેને ગધેડે બેસાડી બારણે બારણે ફેરવવામાં આવ્યો હતો. અને લોકોને તેના પર છાણ ફેંકવાની ફરજ પાડી હતી. ઘર બાળતી વખતે ભારતીએ વિરોધ કરેલો તેથી તેને આગમાં ફેંકવાની ધમકી પણ આપવામાં આવી હતી.

# કેટલાક સાચા કિસ્સાઓ

જામનગરના મૂળશંકર કામેશ્વરનું લગ્ન લલીતાબાઈ સાથે આજથી વીશ વર્ષ ઉપર પેટલાદમાં થયેલું. બન્ને વચ્ચે ઉમ્મરનો ઘણો તફાવત હતો, છતાં લગ્ન જીવનમાં તેમને બે બાળકો થયાં હતાં અને ગુજરી ગયાં હતાં.

તેમનો ભાણેજ મગનલાલ જેશંકર ઠાકર તેમની સાથે રહેતો હતો. તેની પત્નીના અવસાન પછી તે આફ્રીકા ગયો. ત્યાંથી આવી તેણે ફરી લગ્ન કર્યાં ને વળી આફ્રીકા ગયો. ત્યાંથી પાછા આવીને તે મકનજી વિશ્વનાથ ભટ્ટ સાથે રહેતો હતો.

આ વખતે મગનલાલ તેની મામી લલીતાબાઈ સાથે છૂટ લેતો જોવામાં આવવાથી તેને ઠપકો આપવામાં આવેલો. આ ઉપરથી ગયા જૂન મહિનામાં બન્ને નાસી ગયેલાં. પછીથી બન્ને માટુંગામાં રહેતા જણાયાં. એ ઉપરથી વ્યભિચારનો ગુન્હા માટે ફરીઆદ થતાં લલીતાબાઈએ દાદર કોર્ટમાં સ્ટેટમેન્ટ કર્યું કે 'મારો પતિ ઘરડો હોવાથી તેની સાથે મારો મેળ જામતો નથી, તેથી હું મગનલાલ સાથે તેની પત્ની તરીકે રહું છું. રાજીખુશીથી તેની સાથે રહું છું. તે તેની નવી પત્ની સાથે રહેવા ઇચ્છતો નથી, પણ મારી સાથે રહેવા માગે છે.'

આરોપીએ કહ્યું કે 'હવાફેર માટે તેને વીરમગામ પહોંચાડેલી, ને ત્યાંથી તે મુંબઈ આવી. તેને તેના પતિએ સમજાવેલી, છતાં પણ તે તેના પતિ સાથે ગઈ ન હતી.'

પાડોશી સાક્ષીએ કહ્યું કે તે બન્ને એક જ પથારી વાપરતાં હતાં. આથી કોર્ટે આરોપીને પરસ્ત્રીગમન માટે ગુન્હેગાર ઠરાવી ચાર માસની સજા કરી.

*

વડોદરામાં રાવપુરા રોડના એક વેપારી પોતાના મકાન માલિકની પુત્રી સાથે પ્રેમમાં પડેલા. આ યુવતી ૧૮ વર્ષની છે જ્યારે પેલા વેપારીની ઉંમર ૫૫ વર્ષની છે. આ યુવતીના કબજા માટે તેને કોર્ટમાં બોલાવેલી. પણ કેટલાક જુવાનીઆઓને ખબર પડતાં તેમણે તે વેપારીને માર મારેલો, આથી તે ઘર છોડી ગયા. યુવતી સુરસાગરમાં પડવા ગયેલી ત્યાંથી તેને બચાવી લેવામાં આવી છે.

*

વડોદરામાં મડા સાથે મીંઢોળ બાંધવા તૈયાર થયેલી એક પુખ્ત વયની ઉમ્મર લાયક બ્રાહ્મણ કન્યાના એક વૃદ્ધ સાથે થનારા લગ્ન વડોદરાના પ્રાંત સુબાએ પોતાની સત્તાની રુએ અટકાવ્યાં છે. કન્યાને તેની માતાને સુપ્રત કરી દેવાની પ્રાંતસુબાએ સૂચના કરી હતી અને એની સાથેસાથ ઝગડો જો અદાલતે જાય તો કન્યાને ત્યાં હાજર કરવાની તેની માતા તેમજ તેનાં સગાં વહાલાંને સુચના આપવામાં આવી હતી.

પણ કન્યા માતાને સુપરત થયા બાદ કહેવાય છે કે, એ ભાગીને વૃદ્ધ વરરાજા પાસે ગઈ હતી અને બન્નેના લગ્નની તૈયારી ચાલતી હતી એ વખતે ઉશ્કેરાયેલા માણસોનું ટોળું ત્યાં ધસી આવ્યું અને કન્યાને ઉપાડીને પાછી તેની માતાને સુપરત કરવામાં આવી હતી. વૃદ્ધ વરરાજાએ પોલીસની મદદ લીધા બાદ લત્તામાં શાંતિ પ્રસરી હતી.

કન્યા અમદાવાદની વતની હતી. સગાં વહાલાઓની વિરૂદ્ધ થઇ વૃદ્ધ સાથે લગ્ન કરવા તે તૈયાર થઈ હતી, એમ કહેવાય છે. વરરાજાની ઉંમર પચાસ વરસની આસપાસ કહેવાય છે. તેમને મોટી ઉંમરના દીકરાઓ છે.

મુંબઇ ખાતે કચ્છી ઓશવાલ કુટુંબમાં પુત્રવધુને અયોગ્ય રીતે રંજાડવાનો કિસ્સો બની ગયો હતો. એક સાસુ ને બે નણંદોએ દેવકાબાઇ નામની પોતાની પુત્રવધુ પર એકમાત્ર નજીવા કારણસર ભયંકર સીતમ ગુજારેલો. અને સારી 'ચકચાર' જન્મતાં કેસ કોર્ટની દેવડીએ પહોંચ્યો. કેસને લગતી હકીકત આ પ્રમાણે છે—

દેવકાબાઇ નામની એક કચ્છી જૈન યુવતીના આજથી આઠ વર્ષ પહેલા એક દામજી પદમસી નામના કચ્છી જૈન યુવક સાથે લગ્ન થયાં હતાં. આ લગ્નને પરિણામે દેવકાબાઇ બે સંતાનની માતા થઈ હતી. પહેલું બાળક મરી જતાં બીજું બાળક પુત્રી જીવતી છે. ત્રણ વર્ષ પહેલાં દેવકાબાઇના પતિ દામજીએ સટ્ટામાં હારી જતાં દેવકાબાઇના દાગીના પોતાના મા-બાપથી છુપા લઈ લીધા હતા. દેવકાબાઇની સાસુએ દાગીનાની પુછપરછ કરતાં દેવકાબાઇના ઉત્તરને સાચો ન માન્યો અને એ દાગીના તું તારા બાપને આપી આવી છું એવો આરોપ એનાં ઉપર મુકયો. આ બનાવ પછી દેવકાબાઇ ઉપર જુલ્મની ઝડી વરસવા માંડી અને છેલ્લા છેલ્લા ગયા વર્ષના બે મહીનામાં ઘરમાંથી કહ્યા કરાવ્યા વગર સોપારી ખાઇ જવાનો નાનબાઇએ દેવકાબાઇ ઉપર આરોપ મુકયો. દેવકાબાઇએ આરોપનો ઇન્કાર કર્યો એટલે નાનબાઇએ અને તેમની બે પુત્રીઓ ઝવેરબાઇ અને મણીબાઈ એ એને સજા કરવાનો ઠરાવ કર્યો. રસોડાના બારીબારણા બંધ કરીને પહેલી આરોપી નાનબાઈ એ ત્રીજી આરોપી મણીબાઇને સ્ટવ સળગાવીને ગરમ પાણી કરવાનું કહ્યું. ફરીથી સોપારી ચોરવાનું કબુલ કરવાનું કહેતાં દેવકાબાઇના માથા તથા ખભા પર હુમલો કરી, એને નીચે જમીન પર પાડી દીધી. નાનબાઇએ હાથ પકડી રાખ્યા અને છાતી પર બેસી ગઈ અને મણીબાઈ એ મોઢા પર કુચો માર્યો. બીજી આરોપી ઝવેરબાઇ ઉકળતું પાણી લાવી. અને મણીબાઇએ સાણસીવતી દેવકાબાઇનું મોઢું ઉઘાડયું, એટલે ઝવેરબાઇએ દેવકાબાઇના મોઢામાં ઉકળતું ગરમ પાણી રેડયું, એટલે દેવકાબાઇએ તરફડીઆ મારવા માંડયા. એથી બીજું ગરમ પાણી એના અંગ પર પડયું અને એ ખુબ દાઝી ગઇ. આ વખતે દેવકાબાઇથી ચીસ પડાઇ જવાથી તેનો આઠ વર્ષની વયનો દીયર રાડ પાડી ઉઠયો. એટલે ત્રણે આરોપીઓ બહાર ચાલ્યા ગયાં. બીજે દિવસે મોકો મળતાં દેવકાબાઇ પાડોશીને ત્યાં ગઇ. પાડોસીએ દયા લાવી એને સંતાડીને રાત્રે એના બાપને ત્યાં મોકલી આપી. પોલીસમાં ફરીયાદ નોંધાવાતાં એની સારવાર કરવામાં આવી હતી.

દાદરના પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ શ્રી બારોટે આ કેસનો ચુકાદો આપતાં જણાવ્યું કે 'નજીવા કારણસર થયેલ આ સામાજિક સીતમ અસહ્ય છે. અન્યને બોધપાઠ મળે તે માટે આ કેસમાં સંડોવાયેલ ત્રણે સ્ત્રીઓને સખ્ત કેદની સજા થવી જોઇએ, પરંતુ પહેલી આરોપી નાનબાઇ મોટી ઉમરની ને બીજીઓ યુવાન હોવાથી દંડની સજા ફરમાવવામાં આવે છે. પહેલીને એક હજાર રૂપિયા દંડ અથવા ત્રણ મહિનાની સખ્ત કેદ, બીજી ત્રીજીને પાંચસો રૂ. દંડ અથવા બે મહિનાની સખ્ત કેદની સજા ફરમાવવામાં આવે છે. દંડની રકમમાંથી દેવકાબાઇને રૂ. સાડા ત્રણસો આપવાનું ફરમાવવામાં આવે છે.'

*

અમેરિકામાં જે ન બને તે ઓછું. ઘણા ચિત્રવિચિત્ર કિસ્સા અને કહાણીઓ આ અજાયબ દેશ વિષે સાંભળવામાં આવે છે. હમણાં જ એક અજોડ બનાવ ત્યાં બની ગયો. દીકરી, મા, ને તેની દાદી ત્રણેએ એકી સાથે લગ્ન કર્યાં.

કુ. બીવર્લી હેસની ઉંમર ૧૭ વર્ષની છે. તેની માતા મીસીસ રૂથ મેકલીન પાંત્રીસ

વર્ષની વયનાં છે, રચની મા, (બીવર્લીની દાદી) મીસીસ એના હાઇવર્સની ઉંમર બાવન વર્ષની છે. આ ત્રણે મહિલાઓ લાંબી મસલત પછી પોર્ટલેન્ડના ત્રણ પુરુષો સાથે એક દિવસે લગ્ન કરી નાંખી પોતપોતાના પતિ સાથે મધુરજની માણવા ઉપડી ગયાં !

*

પચ્ચીસ વરસની એક સુંદરી દસ વરસથી વધારે સમય પુરુષની પેઠે રહી હતી અને તાજેતરમાં જ તેણે અઢાર વરસની એક કિશોરી સાથે લગ્ન પણ કરી નાંખ્યા છે. એ એક ફેક્ટરીમાં કામ કરે છે અને તેની 'પત્ની' પણ ત્યાં જ કામ કરે છે. ફેક્ટરીમાં કામ કરતાં કેટલાંય માણસોને તો એની રહસ્યમય વાતની ખબર પણ પડી નથી. આ વિચિત્ર મહિલા ફોજમાં જોડાવા તૈયાર થએલી, પણ તેને નિરાશ થવું પડયું હતું. તે પછી વિવાહની દરખાસ્ત લઈને રજીસ્ટ્રાર પાસે ગઈ ત્યારે ભાંડો ફુટી ગયો ને તેને પોતે સ્ત્રી છે એવું કબૂલ કરવું પડયું. તે પોતાની 'પત્ની' સાથે હાલમાં તો આનંદમંગલ કરે છે ને હજી પણ ફેક્ટરીમાં કામ કરે છે. કોઈએ પૂછયું : તમે પુરુષવેશ કેમ સજો છો ?', તેણે જવાબ આપ્યો : 'શું કરું ? મારે કામ જોઈતું હતું. પણ સ્ત્રી હોવાથી કોઈએ ન આપ્યું ત્યારે નિરૂપાયે આ આ વેશ લઈ લીધો' ને અગાઉ એનો ભાંડો ને ચડ્યો જોઈ એની સાથે કામ કરતી સ્ત્રીઓ એને સ્ત્રીવેશધારી પુરુષ સમજતી હતી ને તેથી બે વાર એને નોકરીમાંથી પાણીચું મળેલું. તેથી જ એણે પુરુષવેશમાં ફરવાનો નિશ્ચય કર્યો ! આ પુરુષવેશધારી સ્ત્રી હાલમાં ઑસ્ટ્રેલિયાના સિડની નગરના એક કારખાનામાં પોતાની 'પત્ની' સાથે કામ કરી રહી છે !

સહેજમાં મળતાં નાણાંનો ત્યાગ કરવો એ સહેલી વાત નથી, કોઈની લાગણીને દુભાવનારી માંગણીને ફેંકી દેવી એ નાનોસૂનો ભોગ નથી, પરન્તુ એવા ત્યાગ કે અસ્વીકારને કોઈ-કોઈ તો બેવકૂફી સમજે છે ! એક અમેરિકન ધંધાદારી પેઢીને એક અંગ્રેજ માતા હમણાં આવી જ બેવકૂફ માલુમ પડી છે, તેનું નામ મીસીસ ગુરા. તે એક અમેરિકન ગૃહસ્થની અંગ્રેજ પત્ની છે. તાજેતરમાં તેણે બર્મિંગહામમાં બે માથાળા એક બાળકને જન્મ આપેલો જે પાછળથી મૃત્યુ પામેલું. તેની ખબર ઉપરથી અમેરિકાની એક વેપારી પેઢીએ બાઈને તાર કર્યો કે, 'જો એ બાળકને જાળવી રાખવા માટે પેઢીના આડતિયાને સોંપવામાં આવશે તો બાઈને ૫૦ ડોલર આપવા ઉપરાંત તેના પ્રદર્શનથી મળતી રકમમાંથી ૧૦ ટકા કમિશન આપવામાં આવશે !" માનવીની લાગણીશીલતા ઉપર વેપાર કરવા પ્રેરનાર આડતિયો કહે છે કે–'એ બેવકૂફ માતાએ મારી માંગણીનો સ્વીકાર કર્યો નહિ, નહિ તો તેનેય પૈસા મળત અને અમનેય મળત !'

*

મુંબઈના હીંદી સંશોધક એન્જીનીઅર મી. એમ. એ. ચંદ્રએ રોટલી બનાવવાના યંત્રની શોધ કરી છે. પાણી અને લોટ સાથે મેળવીને યંત્રમાં મુકવામાં આવે છે. યંત્રમાં બે થાળીઓ હોય છે. જ્યારે હેન્ડેલ ફેરવવામાં આવે ત્યારે ગરમી ઉત્પન્ન થાય છે અને બે થાળીઓ વચ્ચે રોટલી તૈયાર થાય છે. એમ કહેવામાં આવે છે કે, આ યંત્ર પર તૈયાર થયેલી રોટલી અથવા તો પુરી હાથે બનાવેલ કરતાં અધીક પુષ્ટીકારક, પાચનકારક અને વધીયત સુધારે તેવી છે.

# પૂછપરછ



હું એક સારા કુટુંબની કન્યા છું. પાસ થયા પછી હું એક કન્યાશાળામાં શિક્ષિકા તરીકે નોકરી કરું છું. આજની મોંઘવારીમાં મારી બા મુશીબતે પુરું કરી શકે છે, એ જોઇને તેને થોડી મદદ થાય એટલા માટે જ હું નોકરી કરું છું, પણ દુઃખની વાત છે કે, મારા પગારમાંથી એક પણ રૂપિઓ લેવાની બા ના કહે છે. મેં એને કહ્યું કે, દીકરાની કમાણી ખર્ચવાને માતપિતાને હક છે તેમ મને પણ તેમનો પુત્ર ગણી, આગ પગારના પૈસા ઘરખર્ચમાં વાપરવા. છતાં તે કહે છે કે, દીકરીના પૈસા માબાપથી લેવાય નહિ. મારે શું કરવું તે સમજાતું નથી, તો યોગ્ય રસ્તો બતાવશો ?

—એક શિક્ષિકા

તમે તમારી માતાને સહાય કરવા તત્પરછો એ ઘણી આનંદની વાત છે. કન્યાનું સ્થાન પુત્ર કરતાં જરાય ઓછું નથી. અને કન્યા સાથે રહેતી હોય તો માતા એનો પગાર ઘરખર્ચમાં વાપરે તે ખોટું ગણાય નહિ છતાં આપણી આદર્શ ભાવના—'પુત્રીનો કણ પણ ઘરમાં ન જોઇએ'—પ્રશંસનીય છે. 'કન્યાને યથાશક્તિ આપવું—લેવું તો કંઈ જ નહિ.' એ આપણી આર્ય ભાવના આપણા લોહીમાં છે એટલે તમે હઠાગ્રહ કરશો તો માતાને દુઃખ થશે. પણ માતા તમારા પૈસા નથી વાપરતા એથી નોકરી છોડવાનો વિચાર ન કરશો. એ પૈસા તમને ભવિષ્યમાં ખૂબ ઉપયોગી થશે.

*

મારૂં માથુ હંમેશાં દુઃખ્યા કરે છે તો વાળમાં કઇ જાતનું તેલ નાખવું, કે જેથી માથાનો દુખાવો મટે, ખોડો ન પડે, વાળ ઉતરે નહિ અને મગજને લાભ થાય. આજે બજારમાં ઘણી જાતના તેલ મળે છે એથી કાંઈ ફાયદો થતો નથી. તો શું કરવું તે લખશો.

—રૂક્મણી

માથાનો દુઃખાવો એ બતાવે છે કે તમારૂં શરીર તંદુરસ્ત નથી અને લોહીમાં વિકાર છે. એથી લોહી સુધરે તેઓ ખોરાક લેવો જરૂરી છે. સંતરાં વગેરે ફળો વધારે પ્રમાણમાં ખાવાથી ફાયદો થશે. સારા સાબુથી વાળ ધોઈને તમને ઇચ્છામાં આવે તે તેલ નાખવાથી પણ ફાયદો થાય છે. છતાં તલના તેલ જેવું કોઇ તેલ વાળ માટે ફાયદાકારક નથી.

*

દર વરસે ઉનાળામાં મને ખૂબ અળાઇઓ થાય છે ને આખા શરીરે ગોદડાં પેઠે ઉપડી આવે છે. આ માટે કોઇ ઉપાય હોય તો સૂચવશો.

—સરલાબહેન

ગરમીના દિવસોમાં ઘણા લોકો બારણાં બંધ કરીને કે ઓઢીને સૂએ છે, તેમ જ અંધારામાં પવન ન આવે એવે સ્થળે સુનારને અળાઇઓ ખુબ થાય છે, એથી ખૂજલી બહુ આવે છે ને પછી બળે છે. આ માટે એક ભાગ ફટકડી ને ત્રણ ભાગ ખડીમાટીનો ભૂકો બનાવી આખા શરીરે ચોપડવો. એથી અળાઇ ઓછી થશે. બરફનો ટુકડો આખા શરીરે ઘસવાથી અળાઇ મટે છે. અથવા પાણીમાં ફટકડી અથવા પોટાસ પરમેંગનેટ નાખીને ન્હાવાથી અળાઇ મટી જાય છે. પણ શરીરે અળાઇ ન થાય એ ઇચ્છવા જેવું છે. બને તેટલું ખુલ્લામાં સુવું. ઓછાં કપડાં પહેરવાં ને ઝીણાં પહેરવાં; ખુલ્લી હવાના સ્પર્શથી અળાઇ ઓછી થાય છે.

# સ્ત્રી-જગત  સમાચાર

અખિલ હિંદ સંગીત પરિષદની ઉદ્ઘાટન ક્રિયા વડોદરાના જુનીયર મહારાણી શ્રી સીતાદેવી ગાયકવાડે કરી હતી.

*

મુંબઇ ધારાસભામાં શ્રી લીલાવતીબેન મુનશી, શ્રી. તારાબેન ગોડક અને શ્રી. ખતીજા સોફીઆ તેઓ બીનહરીફ ચુંટાયાં.

*

કલકત્તાની મેડીકલ કોલેજમાં ૧૪ વર્ષનો છોકરો ધીમે ધીમે છોકરીમાં ફેરવાતો જાય છે. તેની છાતી ઉપસી આવી છે અને જનનેંદ્રીયમાં ફેર થતો જાય છે. આ દવાખાનામાં જાતીય રૂપાંતરનો આ પાંચમો કેસ છે.

*

શ્રી. સરોજની નાયડુનો હીરક મહોત્સવ હૈદ્રાબાદમાં ઉજવાયો ત્યારે પાંચ હજારથી વધુ બહેનો હાજર રહી હતી.

*

વડોદરાની ઓલિમ્પીક હરીફાઇમાં સ્ત્રી-વિભાગમાંથી કુ. પ્રતિમા આનંદપ્રિયજી સો મીટરની દોડમાં પ્રથમ આવી કપ જીતી ગયાં.

*

કલ્યાણથી સવારે ઉપડતી લોકલ ટ્રેનમાં એક સ્ત્રીએ ચાલુ ગાડીએ બાળકને જન્મ આપતાં ટ્રેન થાણા સ્ટેશને થોભાવી ડબો ખાલી કરાવ્યો હતો ને બાઈને હોસ્પીટાલમાં મોક.

*

લખનૌની વિધવા લગ્ન સંસ્થાએ પોતાની વાર્ષિક સભામાં ઠરાવ કર્યો છે કે, ત્યક્તાઓનાં પુનર્લગ્ન માટે ધારો ઘડવા મધ્યસ્થ ધારા સભાના કેટલાક સભ્યોને મળવું.

*

મદ્રાસમાં હિંદી પદવીદાન સમારંભ પ્રસંગે શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે જણાવ્યું કે, ઇગ્લાંડની એક સ્કુલમાં રેંટીઓ ચાલુ છે.

*

અમદાવાદ પાસે મી. કુકના ગોળીબારથી મી. જંગબહાદુર મરણ પામ્યો, તેથી એની સ્ત્રીએ સતી થવાની ઇચ્છા જાહેર કરી, પણ લોકોએ તેને ઓરડામાં પૂરી દીધી હતી. છતાં છુટી થયા પછી એણે ગંગાજીમાં પડી પ્રાણત્યાગ કર્યો.

*

સીંધની ધારાસભાના ઉપ પ્રમુખ તરીકે કુ. જેઠી સીપાહિમલાનીની ચુંટણી થઇ.

મુંબઇમાં ગયા તોફાન વખતે શ્રીમતી કમલ દાન્ડેનું ગોળી વાગવાથી અવસાન થયું.

*

સુરત મહિલા વિદ્યાલયમાં સૌ. ચંદ્રાગૌરી સોનાવાળાનું તૈલચિત્ર ખુલ્લું મુકાયું આ મેળાવડા પ્રસંગે સૌ. કંચનબહેન લાખાના હાથે ઇનામો વહેંચાયા.

*

પ્રયાગમાં મહિલા વિદ્યાપીઠ અને મહિલા સેવાસદનના સ્થાપક બાબુ સંગમલાલ અગ્રવાલે વનિતાવિશ્રામ નામની સંસ્થા શરૂ કરી છે. તેમાં નિરાધાર સ્ત્રીઓને આશ્રય, સગર્ભા સ્ત્રીઓ માટે પ્રસુતીની સગવડ અને ફસાયેલી સ્ત્રીઓની સુવાવડ તથા તેના બાળકને રાખવાની સગવડ કરવામાં આવી હોવાનું જણાય છે.

*

અમદાવાદમાં વનિતા વિશ્રામ સ્થાપનારપત્ની. રૂક્મણી બહેન ઠાકોરનું અવસાન થયું.

*

મુંબઇમાં પરેલમાં વસતા શ્રી ગુણવંતરાય નારાયણ નાયક નામના અનાવીલ યુવકે પોતાની પત્ની હયાત હોવા છતાં બીજી વાર લગ્ન કર્યું.

લંડનની મીસ ડોરીસીનોર્થ નામની ૩૦ વર્ષની અંગ્રેજ યુવતીએ કોલંબોના ધનાઢય વેપારી શ્રી. એચ. એસ. મુલ્લાજી સાથે મુસ્લીમ ધર્મ સ્વીકારી લગ્ન કર્યાં.

*

વડોદરા કમાટીબાગમાં મહારાણી શાન્તાદેવી ગાયકવાડનો ફોટો રાજકુમારી શ્રી. મ્યાકા રાજેના હાથે ખુલ્લો મુકાયો.

*

વડોદરા આર્યકન્યા વિદ્યાલયનો બોધોત્સવ શ્રી. રશ્મિબહેનના પ્રમુખપદે ઉજવાયો.

*

સુરત જીલ્લા સ્કુલબોર્ડમાં શ્રી. જ્યોત્સ્ના બહેન શુકલ અને અમદાવાદ જીલ્લા સ્કુલ બોર્ડમાં શ્રી. ગજરાબહેન દેસાઇ ઓસભ્યો તરીકે ચુંટાયા છે.

*

યુ. પી. ની લેજીસ્લેટીવ કાઉન્સીલના ઉપપ્રમુખ બેગમ અઝાઝ રસુલ લખનૌથી એક દૈનિક પત્ર કાઢવાનાં છે.

*

ગોંડલની રાજકુંવરબા કન્યા વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ ગોંડળના મહારાણી સાહેબના પ્રમુખપદે ઉજવાયો. તે પ્રસંગે મ્હૈસુરના મહારાણી સાહેબ અને ધરમપુરના યુવરાણી સાહેબે હાજરી આપી હતી.

નડીયાદમાં વિઠ્ઠલકન્યા વિદ્યાલયના 'જ્ઞાનસત્ર' ઉત્સવ પ્રસંગે શ્રી. ઇન્દુમતીબહેન શેઠે મનનીય પ્રવચન કર્યું.

*

અમદાવાદ મ્યુ. સ્કુલબોર્ડમાં શ્રી. ઇન્દુમતી શેઠ અને શ્રી. ઉદયપ્રભા મહેતા બીનહરીફ ચુંટાયાં છે.

*

જાણીતા કચ મહિલા શીલ્પી શ્રીમતી કલેરા હોપમેને ગાંધીજીની પ્રતિમા બનાવી છે.

*

અમદાવાદ ગર્લ્સ એન હાઇસ્કુલનો વાર્ષિક ઉત્સવ શેઠ સાકરલાલ બાલાભાઇના પ્રમુખપદે ઉજવાયો.

*

કલકત્તામાં એક સાઠ વર્ષના પંડિતે પોતાની ૧૮ વર્ષની પુત્રીના લગ્ન માટે પૈસા ભેગા કરેલા તે મોટી નોટોમાં હોવાથી તેને બેંકમાં ધક્કા ખાવાના સંજોગો ઉભો થતાં લગ્ન અટકી પડયાં હતાં.

*

સુરતમાં હિન્દુ ચેરીટી ફંડ પ્રસુતીગૃહ તરફથી એક નર્સને હેલ્થ વીઝીટર તરીકે રાખવામાં આવેલ છે. તે શહેરમાં દરેક લતામાં ફરી સગર્ભા સ્ત્રીઓની તેમજ તેમનાં બાળકોની તબીયત માટે યોગ્ય સલાહ આપે છે.

*

જાણીતા હિંદુ આગેવાન નારાયણલાલ પીત્તીનાં પુત્રી સૌ. સ્નેહલતા દેવીએ (જેઓ ફરૂખાબાદના જાણીતા જમીનદાર શ્રી. મહેશચંદ્રજીને પરણ્યાં છે) વડોદરા આર્યકન્યા વિદ્યાલયને એક હજારનું દાન કર્યું.

*

દિલ્હી ધારાસભા સમક્ષ શ્રીમતી અમ્મુ સ્વામીનાથનને જાહેર કર્યું હતું કે, મલબારમાં ૧૦ થી ૧૨ ઔંસ ચોખાનું રેશન મળે છે. એમાંથી એક બાઇ પોતાની સુવાવડી પુત્રીને ચોખા પહોંચાડવા પોતાને ગામથી બીજે ગામ લઇ જતી હતી ત્યારે પોલિસે તેને પકડીને થોડા દિવસ જેલમાં પુરી હતી.

*

અખિલ મહિલા પરિષદની ગુજરાત શાખાની નવી કાર્યવાહક સમિતિની ચુંટણીમાં શ્રી. રૂકમણી ગિડવાણી પ્રમુખ, શ્રી. જયવતી દેસાઇ ઉપપ્રમુખ, શ્રી. પ્રેમલીલા મહેતા અને શ્રી. પદ્મા મહેતા મંત્રીઓ તરીકે અને શ્રી. ગંગાબહેન ઝવેરી ખજાનચી તરીકે ચુંટાયાં. સભ્યોમાં શ્રી. શારદાબેન. કુસુમબેન રમેશચંદ્ર, શ્રી. મનોરમા બહેન ચીનુભાઇ, શ્રી. ઇન્દુમતી બેન દિવાન, શ્રી. ઇન્દુમતીબેન મહેતા વગેરે ચુંટાયાં.

*

ઉમરેઠ મ્યુનીસીપાલીટીએ પ્રસુતિગૃહ ખોલ્યું છે.

*

મદ્રાસ હાઇકોર્ટના વડા ન્યાયમૂર્તિ સર લીઓનેલનાં પત્ની લેડી લીઓનેલ ગાંધીજીને મળ્યાં હતાં.

*

અલ્હાબાદમાં શ્રીમતી સુચીના કૃપલાનીને ગાંધીજીએ જણાવ્યું કે, તમે ધારાસભામાં જાઓ તેની હું વિરૂદ્ધ છે.

*

વડોદરામાં અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન ભરાયું તેની ઉદ્‌ઘાટન ક્રિયા મહારાણી શ્રી. શાન્તાદેવી ગાયકવાડને હાથે થઇ છે.

*

પૂનામાં મુંબઇ ધારાસભાની સ્ત્રીબેઠક માટે ઉભા રહેલ શ્રીમતી સુમતીબાઇ ગોરે ચુંટાઇ ગયાં અને તેમના હરીફ શ્રીમતી જાનકીબાઇ જોશી હારી ગયાં.

*

જુનાગઢમાં ચોરવાડની એક આહિર યુવતીનું અપહરણ કરી ગેરકાયદેસર અટકાયતમાં રાખવા માટે એક મુસ્લીમ યુવક સામે કેસ થયો છે.

*

નડીયાદ મ્યુનિ. સ્કુલ બોર્ડના સ્ત્રી સભ્ય શ્રી. ભાનુમતીબહેને રાજીનામું આપ્યું.

*

શીરોહીના ના. મહારાણી સાહેબે મનોહરના કુ. શ્રી. અભયસિંહજીને દત્તક તરીકે સ્વીકારવાનું નક્કી કર્યું છે.

શ્રી. સાંવનાબેન મહેતા તથા લક્ષ્મીબાઇ ઉપાસનીના પ્રયાસથી નંદરબારમાં મહિલા મંડળ સ્થપાયું. તેના પ્રમુખ શ્રી. સવિતાબહેન ગોખલે ચુંટાયા છે.

*



કેપ્ટન લક્ષ્મીને કલકત્તા લાવી છોડી મૂકવામાં આવ્યાં. ત્યાંથી તેઓ ન્યુ દિલ્હી આવી પહોંચ્યાં, જ્યાં એમનું જાહેર સ્વાગત કરવામાં આવ્યું. ત્યાંથી તેઓ અમદાવાદ થઇ મુંબઇ ગયા છે. ત્યાંથી મદ્રાસ પહોંચી ગયાં.

*

વેજલપુરમાં શ્રી. કાંતીલાલ બાકરોલાએ પોતાની પત્ની, ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હયાત હોવા છતાં બીજી વાર લગ્ન કર્યાં.

*

આઝાદ હિંદ ફોજના સ્ત્રીસભ્ય શ્રીમતી પુનીઆ હીંદ આવી પહોંચ્યા છે.

*

જેતાવર નગરની એક કુંભારણ યુવતી સામે આપઘાતનો કેસ થયો.

અમદાવાદમાં જમાલપુરમાં મકાન માલિક અને ભાડુઆતના ઝઘડામાં શ્રી. ચન્દ્રકાન્તાને માર મારવાની ફરીઆદથી શ્રી. ચંપાબેન તથા કડવી બેનને પકડી જામીન પર છોડવામાં આવ્યાં છે.

*

ખંભાત સ્ટેટના નવાબના ભત્રીજા શ્રી. બન્દે અલીખાન મીરઝા મહંમદખાન સાથે છુટા છેડા લીધેલ તેમની બેગમ શ્રી. અમીના સુલતાનાએ મુંબઇ હાઇકોર્ટમાં કરેલ દાવામાં તેમની જીત થઇ છે.

*

મુંબઇના જાણીતા વકીલશ્રી સોલીસીટર શ્રી. એમ. બી. મડગાંવકરના પુત્રી શ્રી. કુસુમ બહેને સર પુરુષોત્તમદાસના દોહિત્ર શ્રી. રમેશ સુરૈયા સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં.

*

યુક્ત પ્રાંતમાં શ્રીમતી સુજાણુ દેવી બીન હરીફ ચુંટાયાં. કુ. તારા ઘોષ ૨૫ વર્ષથી નાનાં હોવાથી તેમનું ઉમેદવારી પત્ર રદ થયું.

*

જુનાગઢ તાબે મંગળપુરના એક વણીકે પોતાની કોમની કન્યા નહિ મળતાં કોળી કન્યા સાથે લગ્ન કર્યાં.

*

વડોદરા ધારાસભામાં સ્ત્રીસભ્ય તરીકે કુ. સુશીલાબહેન પંડિતની નીમણુક થઇ.

લખનૌ મધ્યસ્થ ધારાસભા માટે શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત બીન હરીફ ચુંટાયાં. મીરતમાં શ્રી. પ્રકાશવતી સુહન બીનહરીફ ચુંટાયાં.

*

ઉદેપુર (મેવાડીમાં) ના નારી વૃંદ અનાજ માટે મહારાણીજી સમક્ષ 'અનાજ આપો' ના પોકાર પાડવા અનાજ લેવા ગયેલી ભુખી સ્ત્રીઓ ઉપર બે વાર લાઠી ચાર્જ થયા.

*

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી બાળ મંદિરનો બીજો વાર્ષિક ઉત્સવ શ્રીમતી રુખીબેન નાનજીભાઇ કાળીદાસના પ્રમુખ પદે ઉજવાયો.

*

મહુધા તાલુકાના બારતાડ ગામની શિક્ષિકા ગજરાબાઇ સગર્ભા હતી તે દરમ્યાન તેના પતિ દેવાભાઇથી જુદી પાડી તેની બદલી કરવામાં આવી; આથી તેણે અપઘાત કર્યો.

*

મુંબઇ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની વાર્ષિક સભા શ્રી. તારાબહેન ચુનીલાલ મહેતાના પ્રમુખપદે મળી હતી.

*

વડોદરામાં શહેરની પ્રાથમિક શિક્ષક પરિષદ શ્રી. જડાવબહેન ગૌરીશંકરના પ્રમુખ પદે મળી હતી. તેમાં ૧૨૫ શિક્ષિકાઓએ હાજરી આપી હતી.

પાલીતાણામાં શારદા મહિલા વિદ્યાલયના આશ્રયે પ્રસુતિશાસ્ત્રનું જ્ઞાન આપવા માટે નવો વર્ગ ખોલાયો છે તેની ઉદ્દ્ઘાટનક્રિયા પ્રસંગે ના. મહારાણી સાહેબે હાજરી આપી હતી.

*

સુરતના જાણીના સ્ત્રી–કેળવણીકાર કુમારી આલાં ધનજીશાહ કુપર જેઓ ભરૂચની મોટલીબાઇ વાડિયા ગર્લ્સ હાઇસ્કુલના આચાર્ય તરીકે કામ કરતાં હતાં તેઓ ચાલુ માસથી પૂનાની પ્રખ્યાત દસ્તુર ગર્લ્સ હાઇસ્કુલનાં પ્રિન્સિપાલ નિમાયા છે આ સ્થાને આ અગાઉ અંગ્રેજ કેળવણીકારોની જ નિમણુંક થતી હતી.

*

આગામી ચૂંટણીમાં સ્ત્રી ઉમેદવારોની પસંદગી કરવામાં સ્ત્રીઓને અપાએલા અપૂર્ણ પ્રતિનિધિત્વ સામેના વિરોધ તરીકે તામીલનાડ મહાસભા સમિતિની કચેરી આગળ ઉપવાસ કરનાર શ્રીમતી સરસ્વતી અને શ્રીમતી ત્રિપુરાસુંદરીએ ૪૮ કલાકના ઉપવાસ પછી પારણાં કર્યાં હતાં.

*

મુંબઇમાં એકેડેમી ઓફ ઇસ્લામ તરફથી, નેપાળનાં મહારાણી તથા અતિઆ બેગમની હાજરીમાં, મોગલ ચિત્રકળાનું પ્રદર્શન ખુલ્લું મુકાયું.

હદપાર થયેલ આરબોને પેલેસ્ટાઇનમાં પાછા આવવા દેવાની માગણી કરતું સ્ત્રીઓનું સરઘસ જેરૂસલેમમાં ફર્યું હતું.

*

બાંદ્રાની જમીઅતે નિસ્વાન ઇસ્લામ તરફથી બાનુઓના ઇદેમિલાદનો મેળાવડો મીસીસ શેઠ આદમ હાજી પીરમહંમદના પ્રમુખપદે થયો હતો.

*

કલકત્તામાં બેગમ શાહબુદીનની આગેવાની તળે કાઇદે આઝમને મળી વીશ હજારની થેલી આપવાનો ઇરાદો જાહેર કર્યો, જે સ્વીકાર્યો હતો.

*

કરાંચીમાં સિંધ કોલેજમાં ભણતી પારસી બાળા આલાંએ મુસ્લીમધર્મ સ્વીકારી, હબીબા નામ રાખી, નુરમહંમદ સાથે નીકા પઢયા.

*

પુનામાં આગાખાન મહેલમાં–જ્યાં મહાદેવભાઇ અને કસ્તુરબાને અગ્નિસંસ્કાર કરવામાં આવેલો, તે સ્થળે–ના. આગાખાન તરફથી આરસપહાણની છત્રીઓ તૈયાર કરવામાં આવી છે અને તેના ઉપર ૐ અને 'હે રામ' તથા મહાત્માજીની સૂચના અનુસાર રેંટિયાનું તક્તી પણ મુકવામાં આવી છે.

*

શ્રીમતી સરોજની નાયડુને ડૉકટર ઓફ લીટ્રેચરની ડીગ્રી આપવાની વાત ચાલે છે.

હિંદમાં આવેલ લંડનના એક ઝવેરીની પત્ની મીસીસ રોઝ મેરીરોસે ગાંધીજીના ચરણમાં વીંટી, ચેઇન અને બંગડીઓ ધરી દીધાં.

*

હિંદી પ્રત્યે સહાનુભૂતિ બતાવતી એક કમીટી અમેરીકામાં શ્રીમતી પર્લ બકના પ્રમુખપદે નીમાઇ છે.

*

મુંબઇમાં દાદરમાં રહેતી કુ. દમયંતી બાળકૃષ્ણ એસે બી.એ. ને ભમતી લઇ જવા માટે રેશનીંગ ઇન્સ્પેક્ટર શ્રી. કૃષ્ણ દામોદર ખરનારને ચાર માસની સજા થઇ.

*

અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજની શિક્ષિકાઓએ શિક્ષકોની હડતાળ અંગે સરઘસમાં ભાગ લેવા બાબત તેમનો એક દિવસનો પગાર કપાયો ને એકેક રૂપિયો દંડ થયો.

*

નાસીક સુધરાઇના શિક્ષકો હડતાળ ઉપર ઉતર્યા અને શિક્ષિકાઓએ મહિલા તાલીમ કોલેજ પર પીકેટીંગ કર્યું.

*

એલીસબ્રીજ અમદાવાદની મહિલા સમાજના સભ્યોની રમતગમતની હરીફાઇ શારદા મંદિરમાં થઇ હતી.

*

મુંબઇ મહિલા મંડળ તરફથી ત્રણ દિવસ સુધી અનુક્રમે લેડી કાવસજી, રાજકુમારી અમૃતકુંવર અને શ્રી. હંસાબેન મહેતાના પ્રમુખ પદે સ્વાસ્થ્ય, માતૃત્વ અને બાળ-સુખાકારીઅંગે પરીષદો થઇ હતી.

*

લંડનમાં હાલમાં હિંદી વિદ્યાર્થીનીઓ લગભગ સો છે.

*

બિહારના હિંદુ કાયસ્થ વકીલ શ્રી. નાગેશ્વર થાગમદે પોતાને માટે એક હરિજન કન્યા પસંદ કરી આપવા મહાત્માજીને વીનંતી કરી છે.

*

અમદાવાદના જાણીતા મીલ માલીક સ્થાનીકવાસી શ્રીમાળી જૈન અને છીપા પોળના રહીશ શેઠ જેશીંગભાઇ ઉંજમશીવાળા શેઠ મણીલાલ જેશી ગભાઇના પુત્રી શ્રી. વીમળાબહેન એમ. એ. (ફીલોસોફી) પરીક્ષા પસાર કરી ઉચ્ચ વધુ અભ્યાસ માટે અમેરીકા ઉપડી ગયાં છે.

*

મુંબઇ તારદેવીમાં 'આપણું કર્તવ્ય' ઉપર શ્રી. હંસાબહેન મહેતા ભાષણ કરશે.



થીઓસોફીકલ સોસાયટીના આશ્રયે અમદાવાદમાં બેસંટ હોલમાં શ્રી. ઇન્દુમતી બહેન મહેતાએ ભાષણ આપ્યું હતું.

*

અમદાવાદમાં વિકાસ ગૃહમાં શ્રી. પુષ્પા બહેન મહેતાની દેખરેખ તળે બહેનો માટે બે મહિનામાં તાલીમ વર્ગ શરૂ થશે.

*

ઇરાનના રાણી કાઝીઆ ઇરાનના શાહ સાથે છુટાછેડા લેવા માટે વાટાઘાટ કરી રહ્યાના સમાચાર પ્રગટ થયા છે.

*

નવસારીના વણીક ડૉ. મજલાલ અમૃતલાલ પારેખે વડોદરાની બ્રાહ્મણ કુ. વિજ્યાલક્ષ્મી સાથે લગ્ન કર્યાં.

# સાભાર સ્વીકાર

**શ્રી. નવજીવન કાર્યાલય,** અમદાવાદ તરફથી **માનવ અર્થશાસ્ત્ર** ( લેખક : શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ. પૃ. ૬૮૪ કિં. રૂ. ૭ ); **મલેરિયા** ( લેખક : વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી. પૃ. ૪૮ કિં. સાત આના ); **શ્રી. પુસ્તકાલય સ. સ. મંડળ લી.** વડોદરા તરફથી **'દીનબંધુ'** ( અનુવાદક શ્રી. રસુલભાઇ, ન. વહોરા. પૃ. ૩૪૦ કિંમત રૂ. બે ) **ગુર્જર ગ્રંથરત્ન** કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, તરફથી શરદબાબુ કૃત **શ્રીકાંત** ભા ૧–૨ (અનુવાદક : શ્રી. રમણલાલ પી. સોની. ત્રીજી આવૃત્તિ પૃ. ૪૦૦ કિં. રૂ. સાડાચાર); ટાગોર કૃત **સમર્પણની કથાઓ** ( અનુ : સ્વ. નરસિંહભાઇ ઈ. પટેલ, ત્રીજી આવૃતિ પૃ. ૮૮ કિં. બાર આના ); **ચાંદો–સુરજ** ( લેખક : શ્રી. રમણલાલ સોની. ત્રીજી આવૃતિ, પૃ. ૪૪ કિં. આઠ આના ) **નાનકડી વાતો** ( લેખક. શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બીજી આવૃત્તિ, પૃ. ૬૪ કિં. બાર આના ); **ભક્ત કવિ તુળસીદાસ** (લેખીકા, શ્રી. કીર્તિદા દિવાનજી, બીજી આવૃત્તિ. પૃ. ૩૬ કિં. ૭ આના ); ગૂર્જર **બાળ ગ્રંથાવળીની શ્રેણી બીજી** : ( ૨૦ પુસ્તકો નવી આવૃત્તિ કિંમત રૂ. ચાર અને શ્રેણી છઠ્ઠી ( ૨૦ પુસ્તકો, નવી આવૃત્તિ. કિં. રૂ. ત્રણ ); **યાજ્ઞિક શાન્તીલાલ ઓઘવજી,** ભાવનગર તરફથી **ધર્મગ્રંથ અને ધર્મગુરુ** ( લેખકો : શ્રી. શંકરાનંદજી મહારાજ અને ઉમેશ કવિ. પૃ. ૫૬ કિં. આઠ આના); **શ્રી સોમાભાઈ પટેલ,** સુણાવ ( આણંદ ચમ્ર ) તરફથી **શાકભાજીની વાડી** ( લેખક : શ્રી. સોમાભાઇ ડી. પટેલ. બીજી આવૃત્તિ પૃ. ૧૨૦ કિંમત રૂ. બે ); **મોટીબહેન** ( લેખક શ્રી. ગીજુભાઇ બધેકા. બીજી આવૃત્તિ કિં. ૧–૦–૦ ) **શ્રી. યુગધર્મ કાર્યાલય,** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨ તરફથી **પરિહાસ** ( લેખક : સ્વ. નવલરામ જગન્નાથ ત્રિવેદી, પૃ. ૧૭૨ કિંમત રૂ. અઢી ) મળ્યાં છે.